નવા ધોરણને અનુસરીને કેટલાક અંગ્રેજી ગ્રંથો
પરથી બનાવેલ,

# હિંદુસ્તાનનો ટુંક ઇતિહાસ.

ગુજરાતી ચોથાથી સાતમા ધોરણના તથા ઇંગ્રેજી
પહેલા, બીજા અને ત્રીજા ધોરણના વિદ્યાર્થીઓ માટે,


રચનાર,

ડાહ્યાભાઈ જુઠાભાઈ મહેતા.

આસિ. માસ્તર, અજીતસિંહજી હાઈસ્કૂલ—ધ્રાંગધ્રા.

અને

કસ્તુરચંદ જાદવજી દોશી.

આસિ. માસ્તર, સર. જસવંતસિંહજી હાઈસ્કૂલ—લીંબડી.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

ઉમેદચંદ કસ્તુરચંદ દોશી.

બુકસેલર—લીંબડી ( કાઠિયાવાડ )

સને ૧૯૨૦. આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.





શ્રી ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર
દવેએ છાપ્યું. ખાડીઆ—અમદાવાદ.

કીંમત છ આના

# हिंदुस्ताननो टुंक इतिहास.

## भाग १ लो.

## हिन्दुओनो समय.

### પ્રકરણ ૧ લું.

#### आर्य लोको अने तेमनां धर्म पुस्तको.

**प्राचीन आर्य अने अनार्य लोको.** હિંદુસ્તાનના અસલ વતનીઓને અનાર્ય કહે છે. તેઓની મુખ્ય જાતોમાં ગોંડ લોકો મધ્ય હિંદમાં, ભીલ રજપુતાનામાં, સંતાલ બંગાળામાં, અને ટોડા દક્ષિણમાં વસે છે.

આર્ય લોકો મૂળ મધ્ય એશિઆના વતની હતા. તેઓ સિંધુ નદી ઓળંગીને પંજાબમાં આવ્યા. ત્યાર પછી તેઓએ ગંગા અને જમુનાની ઉત્તરનો પ્રદેશ કબજે કર્યો.

૨ **वेद.** આર્ય લોકોનાં સૌથી પ્રાચીન ધર્મશાસ્ત્રો વેદ છે. તે ચાર છે. ઋગવેદ, યજુર્વેદ, સામવેદ, અને અથર્વવેદ. દરેક વેદના ત્રણ વિભાગ છે. ૧ મંત્રો અથવા સ્તોત્રો. તેમાં દેવતાઓની સ્તુતિઓ છે. ૨ બ્રાહ્મણ. તેમાં યજ્ઞાદિક ક્રિયાઓ વિધિ છે. ૩ ઉપનિષદ્. તેમાં તત્વજ્ઞાન સંબંધી વિચારો છે.

**मनुस्मृति.** વેદની પછી મનુ નામના ઋષિએ મનુસ્મૃતિ લખેલી છે. તેમાં રાજા તથા પ્રજાના ધર્મો વર્ણવેલા છે, અને લોકોના આ-

હ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શુદ્ર એવા ચાર વર્ણ કરેલા છે. પછી પુરાણો કે ઐતિહાસિક ગ્રંથો લખાયા હતા.

**રામાયણ.** વાલ્મીક રૂષિનું રામાયણ કાવ્ય એ ઐતિહાસિક ગ્રંથ છે. તેમાં અયોધ્યાના સૂર્યવંશી રાજાઓનો ઇતિહાસ છે. તેઓમાં મુખ્ય રામ જે વિષ્ણુના અવતાર રૂપ ગણાય છે તેનું ચરિત્ર છે. રામનો જન્મ અયોધ્યાના રાજા દશરથને ઘેર થયો હતો. કૌશલ્યા, સુમિત્રા તથા કૈકેયી એ ત્રણ દશરથ રાજાની રાણીઓ હતી. અને રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન એ ચાર તેમના પુત્રો હતા. વિદેહ નગરના રાજા જનકની પુત્રી સીતા વેરે રામ પરણ્યા હતા. દશરથ રાજાએ કૈકેયી રાણીને વચન આપ્યું કે ભરત ગાદીએ બેસે અને રામ વનવાસ જાય. તે પિતાનું વચન સત્ય કરવા માટે રામ વનમાં ગયા, અને લક્ષ્મણ તથા સીતા પણ સાથે ગયાં. વનમાંથી લંકાનો રાક્ષસ રાજા રાવણ સીતાનું હરણ કરી ગયો. પછી રામે વાનરોના રાજા સુગ્રીવની મદદથી રાવણને હરાવીને માર્યો, અને લંકાનું રાજ્ય રાવણના ભાઇ કુંભકર્ણને આપ્યું, તથા સીતાને લઇ અયોધ્યા ગયા.

ભરત સમજતા હતા કે અયોધ્યાની ગાદીનો હક મોટા ભાઇ રામનો છે. તેથી પોતે રાજ્યનો અંગીકાર ન કરતાં ગામ બહાર પર્ણકૂટી બાંધીને રહ્યા હતા, રામને વનમાં રહેવાની બાર વરસની મુદત હતી તે પૂરી થતાં રામ સીતા તથા લક્ષમણ સાથે પાછા અયોધ્યામાં આવ્યા અને રાજ્ય કરવા લાગ્યા. આ બધો ઇતિહાસ રામાયણમાં સવિસ્તર લખેલો છે.

**મહાભારત.** બીજું વ્યાસનું લખેલું મહાભારત કાવ્ય છે. તેમાં ચંદ્રવંશી રાજાઓનો ઇતિહાસ છે. હસ્તિનાપુરના રાજા ભરતના વંશમાં પાંડુ અને ધૃતરાષ્ટ્ર નામે બે ભાઇઓ હતા. પાંડુરાજાને પાંચ પુત્રો હતા. યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુલ અને સહદેવ. તે પાંચ પાંડવો કહેવાતા. ધૃતરાષ્ટ્રને એકસો પુત્રો હતા. તેમાં દુર્યોધન સૌથી મોટો હતો. તેઓ કૌરવો કહેવાતા. પાંડવો અને કૌરવો જુગાર

રમ્યા, તેમાં પાંડવો હાર્યા તેથી તેઓને વનમાં જવું પડયું, અને કૌરવો હસ્તિનાપુરના ધણી થયા. આખરે પાંડવોની વનવાસની મુદત પૂરી થતાં તેઓએ કૌરવો પાસેથી પોતાનું હસ્તિનાપુરનુ રાજ્ય માંગ્યું. પણ દુર્યોધને એક પણ ગામ આપવાની ના પાડી. તેથી તેમની વચ્ચે કુરૂક્ષેત્ર પાસે જબરૂં યુદ્ધ થયું. વિષ્ણુના અવતારરૂપ શ્રી કૃષ્ણ પાંડવોની સહાયમાં હતા. આ યુદ્ધમાં હિંદુસ્તાનના ઘણા રાજાઓએ ભાગ લીધો હતો અને હાલમાં યુરોપખંડમાં જર્મનો સાથે જે યુદ્ધ થયું હતું તે સિવાય આવું જબરૂં યુદ્ધ પૃથ્વી ઉપર કદી થયું નથી. તેમાં કૌરવો હાર્યા તથા માર્યા ગયા, અને પાંડવો હસ્તિનાપુરના ધણી થયા. મહાભારતમાંથી આ યુદ્ધ સિવાય તે સમયના આર્ય લોકોની રીતભાત, ધર્મ, વિદ્યા, યુદ્ધ કળા વગેરેનું પણ જ્ઞાન મળે છે.

## પ્રકરણ ૨ જું.

### મગધનું રાજ્ય.

મહાભારતનું યુદ્ધ ઈ૦ સ૦ પૂ૦ ૧૩ મા સૈકામાં થયેલું ધારવામાં આવે છે. તે અરસામાં મગધમાં જરાસંધ રાજ્ય કરતો હતો. તેના વંશનો ઈ૦ સ૦ પૂ૦ ૬૦૦ માં અંત આવ્યો. ત્યાર પછી ત્યાં શીશુનાગ રાજાએ પુનઃ રાજ્ય સ્થાપના કરી. તેનાથી ચોથી પેઢીએ બીંબીસાર થયો. તેણે ઈ૦ સ૦ પૂ૦ ૫૩૭ થી ૪૮૫ સુધી રાજ્ય કર્યું. તેની પછી તેનો પુત્ર અજાત શત્રુ થયો. તેણે ઈ૦ સ૦ પૂ૦ ૪૮૫ થી ૪૫૩ સુધી રાજ્ય કર્યું, તેણે પોતાનું રાજ્ય ઘણું વધાર્યું અને ગંગાને કાંઠે પાટલી પુત્ર ( પટણા ) વસાવી ત્યાં રાજધાની કરી. તેની પછી ચાર રાજા થયા, અને ઈ૦ સ૦ પૂ૦ ૩૭૦ માં તે વંશનો અંત આવ્યો. ત્યાર પછી નંદ વંશના નવ રાજા થયા. તે વંશના છેલ્લા રાજાના વખતમાં મહાન સિકંદરે પંજાબ ઉપર ચડાઇ કરી હતી.

**चंद्रगुप्त.** નંદરાજાના દરબારમાંથી દેશનીકાલ કરેલો ચંદ્રગુપ્ત સિકંદરની છાવણીમાં રહ્યો હતો. સિકંદરના ગયા પછી તેણે મોટું સૈન્ય એકઠું કર્યું; અને પંજાબ તથા ઉત્તર હિંદુસ્તાનનો મુલક જીતી લીધો. તે ઈ૦ સ૦ પૂ૦ ૩૨૦ માં મગધની ગાદી ઉપર બેઠો. તેનો વંશ ઇતિહાસમાં **મૌર્ય** નામથી પ્રસિદ્ધ છે. તેનું રાજ્ય સિંધુથી બંગાળા સુધી વિસ્તાર પામેલું હતું. તેણે ગ્રીક રાજા સેલ્યુકસ સાથે સલાહ કરી હતી, ને તેની દીકરી પરણ્યો હતો. તેના વખતમાં ગ્રીક એલચી મેગાસ્થનેસ હિંદમાં આવ્યો હતો. તેણે લખ્યું છે કે ચંદ્રગુપ્ત એક સારો અને બળવાન રાજ્યકર્તા હતો. તે ઈ૦ સ૦ પૂ૦ ૨૯૦ માં મરણ પામ્યો, અને તેની પછી તેના પુત્ર બિંદુસારે ૩૦ વરસ રાજ્ય કર્યું. તેનો પુત્ર મહાન અશોક થયો.

**अशोक.** તે બહાદુર યોદ્ધો હતો, ઈ૦ સ૦ પૂ૦ ૨૬૦ માં તે ગાદીએ બેઠો. તેણે પોતાના રાજ્યમાં બંગાળા તથા કલીંગ ઉમેર્યા. વળી બાકત્રીઆ ( તાર્તરી ) કાબુલ અને કંદહારથી દક્ષિણે કૃષ્ણા નદી સુધી તેનું રાજ્ય હતું. અશોક યુવાવસ્થામાં ભયંકર વિજેતા હતો. તેણે શત્રુઓની મોટી કતલ કરી. પણ ગાદીએ બેઠા પછી થોડે વરસે તેણે બૌધ ધર્મ સ્વીકાર્યો ત્યારથી તે ઘણો ધાર્મિક અને દયાળુ થયો. તેના વખતમાં ખડકો અને સ્તંભો ઉપર કોતરેલા લેખો પાલી ભાષામાં છે. તે લેખોમાં પ્રાણીવધની મના કરેલી છે, તથા નીતિ અને ધર્મથી વર્તવાની આજ્ઞાઓ છે. તે મોટો ધર્મચુસ્ત માણસ હતો. તેણે રસ્તાની બંને બાજુએ ઝાડો રોપાવ્યાં, તથા એકેક માઇલને અંતરે કૂવા બનાવ્યા. વળી ઘણી જગાએ દવાખાનાં બનાવ્યાં. તેણે બૌધ ધર્મ આખા દેશમાં ફેલાવ્યો. વળી તેના એક દીકરે લંકામાં જઈ ત્યાં બૌધ ધર્મ સ્થાપ્યો. અશોક ઈ૦ સ૦ પૂ૦ ૨૨૨ માં મરણ પામ્યો. ત્યાર પછી બસેં વરસે મગધનું રાજ્ય અનાર્ય આંધ્ર લોકોના હાથમાં ગયું. તેઓએ સેંકડો વરસ દક્ષિણમાં રાજ્ય કર્યું હતું, અને લગભગ ૪૫૦ વરસ મગધમાં રાજ્ય કર્યું. ઈ૦ સ૦ ૪૩૦ માં તેઓની સત્તા પડી ભાંગી; અને ત્યારથી મગધમાંથી હિંદુસ્તાનની રાજ્યગાદી નીકળી ગઈ.

## પ્રકરણ ૩ જું.

### મધ્યકાળનાં આર્ય રાજ્યો.

**चालुक्य वंश.** આંધ્ર લોકોનું દક્ષિણનું રાજ્ય ચાલુક્ય રજપુતોએ ઇ૦ સ૦ પાંચમા સૈકામાં જીતી લીધું અને તેઓએ ઇ૦ સ૦ ૧૨ મા સૈકા સુધી રાજ્ય કર્યું. તેજ વંશના રજપુતો કોંકણ અને મહારાષ્ટ્રમાં રાજ્ય કરતા હતા. તેની રાજધાની કલ્યાણમાં હતી. તે વંશનો ઇ૦ સ૦ ૧૧૮૯ માં અંત આવ્યો.

**चोला, चेरा** અને **पांडय वंश.** ચાલુક્ય પછી ચોલા વંશના રાજાઓ થયા. તેની રાજધાની કાંચી ( કાંજીવરમ ) માં હતી. અને હાલના મહીસુરની આસપાસના મુલકમાં ચેરાવંશના રાજાઓ રાજ્ય કરતા હતા. વળી તે સિવાય મધુરામાં પાંડય વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. તેઓ ઉત્તરના પાંડવોના વંશના ધારવામાં આવે છે.

**बल्लाल वंश.** ચેરા, ચોલા અને પાંડય એ ત્રણે રાજ્યો નાશ થયા પછી બલ્લાલ રજપુતોએ ઇ૦ સ૦ ૧૧ મા સૈકામાં કર્ણાટકમાં રાજ્ય સ્થાપ્યું. તે રાજ્યનો ઇ૦ સ૦ ૧૩૧૦ માં મુસલમાન લોકોએ અંત આણ્યો.

**विक्रमादित्य.** આંધ્રવંશમાં સૌથી પ્રખ્યાત રાજા વિક્રમાદિત્ય થયો. તેનો રાજધાની ઉજ્જેનમાં હતી. તેણે શક લોકોને હરાવ્યા અને બ્રાહ્મણ ધર્મ સ્થાપ્યો, તેથી તેનો શક ચાલે છે જે વિક્રમ સંવત કહેવાય છે. તેની પછી ઘણી પેઢીએ ભોજ રાજા થયો. ઇ૦ સ૦ ૧૨૩૧ માં માળવાનું રાજ્ય મુસલમાન લોકોએ તાબે કર્યું.

**मारवाड अने रजपुत राज्यो.** રજપુતસ્થાનમાં કનોજ અને ગુજરાતમાં વલ્લભીપુરમાં ધેલોત જાતના રજપુતોનું રાજ્ય હજી ઉદેપુરમાં છે. આ સિવાય ઉત્તર હિંદુસ્તાનમાં અને દક્ષિણમાં ઘણાં રજપુત રાજ્યો હતાં. કોઇ વાર અજમેરના તુંવાર રાજા, કોઇ

વાર દિલ્હીના ચોહાણ રાજા, કોઇ વાર કનોજના રાઠોડ રાજા, અને કોઇ વાર પાટણના સોલંકી રાજા મહારાજાધિરાજ પદ ભોગવતા હતા.

**बंगाळाना हिंदु राजाओ.** મહાભારતના સમયથી ઇ૦ સ૦ ૧૨૦૩ સુધી બંગાળામાં ચાર વંશના રાજાઓએ રાજ્ય કર્યું. તેમાં પાલ અને સેન વંશ પ્રસિદ્ધ છે. સેન વંશના છેલ્લા રાજા સુમેનને બખત્યાર ખીલજીએ કાઢી મૂક્યો; અને તે વખતથી બંગાળા મુસલમાનોને કબજે થયું.

## પ્રકરણ ૪ થું.

### બૌદ્ધ ધર્મ.

**गौतमबुद्ध** અથવા **शाक्यमुनि.** કાશીની ઉત્તરે સો મૈલપર આવેલા કપિલવસ્તુના રાજા સુદ્ધોવનનો પુત્ર ગૌતમબુદ્ધ ઇ૦ સ૦ પૂ૦ ૬૨૩ માં જન્મ્યો હતો. તેણે યુવાવસ્થામાં રાજ્ય ત્યાગ કરી ધર્મનું સંશોધન કરવા માંડયું. તેણે છ વરસ બહાર રખડી ધર્મશાસ્ત્રનું અધ્યયન કર્યું. પછી ૩૬ વરસની ઉમરે તે જાહેર ઉપદેશ કરવા લાગ્યો.

**बौद्धधर्मनो उपदेश.** તેનો મત એવો હતો કે સઘળી જ્ઞાતિના લોક સરખા છે, એટલે તેમાં કોઇ ઉંચ નીચ નથી. યજ્ઞ બલિદાન વગેરે મુક્તિનાં સાધન નથી. પણ સત્ય, દયા, સદાચાર, અને પરોપકારથીજ મુક્તિ મળે છે. આ જન્મમાં સારાં કૃત્ય કરવાથી આવતા જન્મમાં સુખ મળે છે.

નિર્વાણ એટલે મુક્તિ મેળવવી એ જન્મનો હેતુ છે. અને તે મેળવવા માટે આત્મસંયમ અને તપ જરૂરનાં છે.

**बौद्ध धर्मनो प्रसार.** તેણે પ્રથમ કાશીમાં જઇ પોતાના ધર્મનો ઉપદેશ કરવા માંડયો. અને કેટલાક બ્રાહ્મણોને વેદ ધર્મ છો-

ડાવી પોતાના શિષ્ય બનાવ્યા. અને મગધના તક્ષક રાજા બીંબી-સારને ઉપદેશ કરી પોતાનો શિષ્ય કર્યો. તેના મરણ પછી પણ તે ધર્મ વધતો ગયો. અશોક, કનિષ્ક, શિલાદિત્ય વગેરે રાજાઓ તે ધર્મ પાળતા હતા. તેમાં અશોકે તે ધર્મ ઘણા મજબુત પાયા ઉપર આણ્યો.

**बौद्ध धर्मनी पडती.** પાછળથી બૌદ્ધમતના રાજાઓ નબળા થયા, તેથી બ્રાહ્મણોએ પોતાનો ધર્મ પુનઃ સ્થાપવા ઘણો પ્રયાસ કર્યો. ઇ. સ. ૮૦૦ માં શંકરાચાર્યના બોધથી બ્રાહ્મણોએ તેમનાપર હુમલો કર્યો, અને તેમને નસાડયા. ઇ. સ. ૧૦૦૦ માં બૌદ્ધધર્મ હિંદમાંથી તદ્દન નાબુદ થયો. તે મત હાલમાં લંકા, નેપાળ, તિબેટ, ચીન, શીયામ, બ્રહ્મદેશ અને જાપાનમાં પ્રવર્તે છે.

**बौद्धधर्मनी असर.** યજ્ઞ, હોમ વગેરેમાં જીવહિંસા બંધ થઇ. **अहिंसा परमो धर्मः** એ બૌદ્ધનો મત સર્વ માન્ય થયો. લોકો નમ્ર અને દયાળુ થયા. પણ રાજા અને પ્રજામાંથી શૌર્યનો અસ્ત થયો, અને તેને પરિણામે પરદેશી ચડાઈ કરનારા ફાવ્યા.

**जैनधर्म.** જૈનધર્મને કેટલાક લોકો બૌદ્ધધર્મની એક શાખા માને છે. કેટલાક તેને જુદો પંથ માને છે. તે ધર્મને માનનારા શ્રાવક કહેવાય છે. તેમાં શ્વેતાંબરી અને દિગંબરી એવા બે પક્ષ છે. તેઓ ૨૪ તીર્થંકરોને માને છે, અને કર્મ પ્રમાણે ફળ માને છે. જીવ દયા પાળે છે. જગતને અનાદિ માને છે, તેઓ ઉપવાસ અને તપ કરે છે. ગુજરાતના સોલંકી રાજાઓના વખતમાં વિશેષે કુમારપાળના વખતમાં તે ધર્મ વધારે જોરમાં હતો. તેમાં હેમાચાર્ય વગેરે સારા વિદ્વાનો થયા છે.



# પ્રકરણ ૫ મું.

## હિંદુ ધર્માચાર્યો.

**शंकराचार्य.** ઇ૦ સ૦ ૮૦૦ માં કુમારિલભટ્ટના શિષ્ય શંકરાચાર્ય મલબારમાં થયા. તેમણે બૌદ્ધધર્મનું ખંડન કરી વેદાંતમત સ્થાપ્યો. તેમણે કેદારનાથ, જગન્નાથ, રામેશ્વર, તથા દ્વારકામાં ચાર મઠ સ્થાપ્યા. તેમણે ૩૨ વરસની ઉમરે કેદારનાથમાં દેહ છોડયો.

**रामानुज.** તે ઇ૦ સ૦ ૧૧૫૦ માં ચોલા રાજ્ય થયા. તેમણે દક્ષિણમાં વૈષ્ણવ ધર્મ ફેલાવ્યો.

**रामानंद.** ઇ૦ સ૦ ૧૩૦૦—૧૪૦૦ માં રામાનુજ પછી પાંચમા આચાર્ય રામાનંદ થયા. તેમણે ઉત્તર હિંદુસ્તાનમાં વૈષ્ણવ મત ફેલાવ્યો.

**कबीर.** ઇ૦ સ૦ ૧૩૮૦ થી ૧૪૨૦ રામનંદના બાર શિષ્યો હતા. તેમાં મુખ્ય કબીર હતા. તે જાતે શાળવી હતા. તેમણે પોતાનો મત બંગાળામાં ફેલાવ્યો. હિંદુ તથા મુસલમાન બંનેને માફક આવે તેવો મત તેમણે ચલાવ્યો.

**चैतन्य.** ઇ૦ સ૦ ૧૪૮૫ થી ૧૫૨૭ બંગાળાના નદીયા ગામમાં બ્રાહ્મણને ઘેર તેમનો જન્મ થયો હતો. તેમણે ઓરિસામાં પોતાનો ધર્મ ફેલાવ્યો. તે ધર્મ એવો હતો કે બધી જ્ઞાતિને ધર્મનો અધિકાર છે. શ્રદ્ધાપૂર્વક ભક્તિ કરવી તથા ગુરૂને આધીન રહેવું. એવો તેમનો બોધ હતો.

**वल्लभ स्वामी.** તેમનો જન્મ ઇ૦ સ૦ ૧૪૭૯ માં તૈલંગણમાં થયો હતો. તેમણે ઉત્તર હિંદુસ્તાનમાં બાળકૃષ્ણની સેવાનો ઉપદેશ કર્યો. પ્રેમભક્તિથી મોક્ષ મળે છે એવો તેમનો મત હતો.

## પ્રકરણ ૬ ઠું.

### હિંદુસ્તાનપર પરદેશી સ્વારીઓ.

**दारियस हिस्तास्पस.** ઇ૦ સ૦ પુ૦ ૫૧૮ માં દારિયસ હિસ્તાસ્પસ નામે ઇરાનના રાજાએ હિંદુસ્તાનપર ચડાઇ કરી, અને સિંધુ નદીના કાંઠાપરનો કેટલોક મુલક કબજે કર્યો.

**महान सिकंदर.** ઇ૦ સ૦ પૂ૦ ૩૨૭ માં ગ્રીસના મહાન સિકંદરે ચડાઇ કરી, અને પંજાબના રાજા પૌરસને જેલમ આગળ હરાવ્યો. પૌરસની બહાદુરી જોઇ સિકંદરે તેનું રાજ્ય પાછું આપ્યું. તે હિંદુસ્તાનમાં આગળ વધ્યો અને તેણે મગધનું રાજ્ય લેવાનો વિચાર કર્યો. પણ તેના સિપાઇઓ લડાઇઓથી થાકી ગયેલા હોવાથી તેમણે આગળ જવાની તથા લડવાની ના પાડી. તેથી તે પાછો ફર્યો. અને જતાં જતાં સિંધમાં પાતાલનગર (હૈદરાબાદ) તથા બીજાં થોડાં શહેરો વસાવ્યાં. તે બાબીલનમાં ઇ૦ સ૦ પૂ૦ ૩૨૩ માં મરણ પામ્યો. તેના સરદારોએ તેનું રાજ્ય વહેંચી લીધું. તેમાં સિરિયાથી સિંધુ નદી સુધીનો ભાગ સેલ્યુકસને મળ્યો.

**सेल्युकस.** તેણે ઇ૦ સ૦ પૂ૦ ૩૧૨ માં ચડાઇ કરી. મગધનો રાજા ચંદ્રગુપ્ત તેની સામે થયો. પણ તે બંને વચ્ચે સલાહ થઇ, અને સેલ્યુકસે પોતાની દીકરી ચંદ્રગુપ્તને પરણાવી.

# भाग २ जो.

## પ્રકરણ ૧ લું.

### હિંદમાં મુસલમાની રાજ્ય.

**महमद पेगंबर.** મુસલમાની ધર્મના સ્થાપનાર મહમદ પેગંબરનો જન્મ ઇ૦ સ૦ ૫૭૦ માં મક્કામાં થયો હતો. ૪૦ વરસની ઉમરે તેણે પેગંબર નામ ધારણ કર્યું, અને મુસલમાની ધર્મનો ઉપદેશ કરવા માંડયો. કેટલાક આરબ લોકોએ તે મત સ્વીકાર્યો, પણ કેટલાક સામા થયા, અને મહમદ ઉપર જૂલમ ગુજારવા લાગ્યા. તેથી ઇ૦ સ૦ ૬૨૨ માં તેને મક્કા છોડી મદીને નાશી જવું પડયું. તે વખતથી હીજરા (નાશી જવું) સન ગણાય છે. તેણે પોતાનો મત અરબસ્તાન, ઇજીપ્ત વગેરે દેશોમાં ફેલાવ્યો. ઇ૦ સ૦ ૬૩૨ માં મદીનામાં તેનું મરણ થયું. તેણે મુસલમાની ધર્મનું શાસ્ત્ર કુરાન રચેલું છે. તેની ગાદીએ થનારને ખલીફા કહે છે.

**सिंध उपर आरबोनी स्वारी.** આરબ લોકોએ ઇ૦ સ૦ ૬૩૬ માં તથા ૬૬૪ માં દરિયા રસ્તે હિંદુસ્તાન ઉપર સ્વારી કરી પણ તેમાં કાંઇ વળ્યું નહિ.

**महमद कासमनी स्वारी.** ઇ૦ સ૦ ૭૧૨ માં એક અરબી વહાણ હિંદુસ્તાનના કીનારાપર પકડેલું તેની નુકસાની ભરી લેવા ખલીફાએ મહમદ કાસમ નામે સરદારને સિંધ ઉપર મોકલ્યો. આ વખતે કરાચી પાસે દેવળગામમાં દાહીર નામે રજપુત રાજા રાજ્ય કરતો હતો, તેણે જબરૂં યુદ્ધ કર્યું. પરધર્મીઓનો પગ નહિ થવા દેવા માટે રજપુતો કેસરીયાં કરીને તૂટી પડયા. પણ માર્યા ગયા, અને સિંધ મુસલમાનોના હાથમાં ગયું. પણ તેઓમાં કુસંપ થવાથી રજપુતોએ તે વખતનો લાભ લીધો, તેઓએ કાસમને પકડીને મારી

નાખ્યો અને તેનું માથું ગંધાતા ચામડામાં શીવીને બસરાના સુબાને મોકલાવ્યું. રજપુતોએ ઇ૦ સ૦ ૮૨૮ માં સિંધમાં પાછું રાજ્ય સ્થાપ્યું.

## પ્રકરણ ૨ જું.

### ગીજનીનો વંશ. ઇ૦ સ૦ ૯૬૨ થી ૧૧૮૬.

**अलप्तगीन.** ( ઇ૦ સ૦ ૯૬૨ થી ૯૭૭. ) ખલીફા નબળા નીવડયા તેથી તેઓના સુબા સ્વતંત્ર થઇ ગયા, તેમાંના એક સુબાએ બુખારામાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. તે સુબાનો અલપ્તગીન નામે એક ગુલામ હતો. તે ઇ૦ સ૦ ૯૬૨ માં સ્વતંત્ર થયો અને તેણે ગીજ-નીમાં રાજ્ય સ્થાપ્યું. તે ઇ૦ સ૦ ૯૭૭ માં મરણ પામ્યો. તેની પછી તેનો ગુલામ અને જમાઇ સબક્તગીન ગાદીએ બેઠો.

**सबक्तगीन.** ( ઇ૦ સ૦ ૯૭૭ થી ૯૯૭ ) તેણે પંજાબ ઉપર ચડાઇ કરી. પણ ત્યાંનો રાજા જયપાળ સામો થયો. તે હાર્યો અને ખંડણી આપવાનું કબુલ કર્યું. પાછળથી તેણે ખંડણી આપી નહિ તેથી સબક્તગીન ફરીથી ચડી આવ્યો. અને જયપાળને હરાવ્યો તથા પેશાવરમાં થાણું બેસાડીને પાછો ગયો. ઇ૦ સ૦ ૯૯૭ માં તેના મરણ પછી તેનો દીકરો સુલતાન મહમદ ગાદીએ બેઠો.

**सुलतान महमद.** ( ૯૯૭–૧૦૩૦ ) તે બહાદુર અને ચતુર હતો. પણ ધર્માંધ, નિર્દય, તથા લોભી હતો. હિંદુસ્તાનમાંથી ઇરાની વેપારીઓને પુષ્કળ ધન તથા માલ લઇને જતા જોઇને મહમદને હિંદુસ્તાન લુટવાનો લોભ લાગ્યો. પૈસો એકઠો કરવો તથા મુસલ-માની ધર્મ ફેલાવવો એ તેનો મુખ્ય હેતુ હતો. તેણે હિંદુસ્તાનપર ૧૭ સવારીઓ કરી. દરેક વખતે તે વધારે ને વધારે આગળ વધતો ગયો. તેણે દેવાલયો તોડયાં, મૂર્તિઓનું ખંડન કર્યું, તથા કરોડો રૂપીઆનું સોનું તથા ઝવેરાત ગીજનીમાં લઈ ગયો.

**पंजाब उपर स्वारीओ.** તેણે પંજાબના રાજા જયપાળને ઇ૦ સ૦ ૧૦૦૧ માં હરાવ્યો તેથી તે પોતાના દીકરા અનંગપાળને ગાદી સોંપીને શરમથી બળી મૂઓ, ત્યાર પછી મહમદે ૧૦૦૮ માં અનંગપાળ ઉપર ચડાઇ કરી. આ વખતે તેની મદદે ઉજ્જેન, કલીંજર, ગ્વાલીયર, અજમેર, દિલ્હી તથા કનોજના રાજાઓ આવ્યા હતા. તોપણ અનંગપાળ વહીંદગઢ પાસે હાર્યો, અને આખરે ઇ૦ સ૦ ૧૦૨૨ માં મહમદે પંજાબ ખાલસા કર્યું. આ વખતથી હિંદમાં મુસલમાની રાજ્યની સ્થાપના થયેલી ગણાય છે. વળી મહમદે નગરકોટ તથા થાણેશ્વરનાં દેરાં તોડયાં અને ત્યાંથી પુષ્કળ ધન લઇ ગયો તથા લાખો માણસને ગુલામ કરીને લઇ ગયો.

**सोमनाथ उपर स्वारी.** મહમદની સૌથી પ્રખ્યાત સ્વારી કાઠીયાવાડની પશ્ચિમે આવેલા સોરઠી સોમનાથ ઉપર હતી. શિવનાં બાર જ્યોતિર્લિંગમાં સોમનાથ ઘણું પ્રસિદ્ધ ગણાય છે. ગુજરાતના રાજા ભીમદેવ તથા બીજા રાજાઓએ એકત્ર થઇને ધર્મરક્ષણ માટે મોટું યુદ્ધ કર્યું પણ તે બધા હાર્યા. મહમદે દેરામાં જઈ મૂર્તિ ભાંગવા માંડી ત્યારે બ્રાહ્મણોએ તેને ઘણો પૈસો આપવા માંડયો, પણ મહમદે કહ્યું કે "મૂર્તિ વેચવા કરતાં તે તોડવાની કીર્તિ મને વધારે વહાલી છે." એમ કહી તેણે મૂર્તિના ત્રણ કકડા કર્યા અને દેરામાંથી પુષ્કળ ધન લઈ ગયો. ગીજની તરફ પાછા ફરતાં સિંધના રણમાં તેનાં હજારો માણસો ભૂખ અને તરસથી મરી ગયાં, અને તે મુશ્કેલીથી ગીજની પહોંચ્યો, તે ઇ૦ સ૦ ૧૦૩૦ માં મરણ પામ્યો.

**गीजनी वंशनी पडती.** મહમદની પછીના રાજાઓ ઘણા નબળા થયા તેથી ગીજની વંશની સત્તા પડી ભાંગી. ઇ૦ સ૦ ૧૧૧૮ માં બહેરામ ગાદીએ બેઠો. તેને ઘોર પ્રાંતના સુલતાનો સાથે કજીઓ થવાથી અલાઉદ્દીન ઘોરે તેને હરાવીને નસાડી મૂકયો; ગીજની શહેર લૂટયું તથા સાત દીવસ સુધી બાળ્યું તે ઉપરથી તે અલાઉદ્દીન જહાંસોજ કહેવાય છે. બહેરામ રખડીને ૧૧૫૨ માં મરણ પામ્યો, અને તેના દીકરા ખુશરૂએ લાહોરમાં જઇ રાજ્યધાની કરી.

તેની પછી તેનો દીકરો ખુશરૂ મલેક ઇ૦ સ૦ ૧૧૫૯ માં ગાદીએ બેઠો. તેની પાસેથી ઇ૦ સ૦ ૧૧૮૬ માં ઘોરીવંશના શાહબુદ્દીને પંજાબ જીતી લીધો અને ગીજની વંશનો અંત આણ્યો.

---

## પ્રકરણ ૩ જું.

---

### ઘોરીવંશ, ઈ૦ સ૦ ૧૧૮૬ થી ૧૨૦૬.

**શાહબુદ્દીન.** અલાઉદ્દીન પછી તેનો ભત્રીજો ગ્યાસુદ્દીન ૧૧૫૭ માં સુલતાન થયો. તેનો ભાઇ મહમદ ઘોરી જે શાહબુદ્દીન નામથી પ્રખ્યાત છે તે ઘણો પરાક્રમી હતો. ગ્યાસુદ્દીન રાજ્ય કરતો અને શાહબુદ્દીન લડાઇનું કામ કરતો. તેણે હિંદુસ્તાનપર નવ સ્વારીઓ કરી. પણ તેણે મહમદ ગીજનીની પેઠે ધર્માંધપણાથી કે પૈસાના લોભથી સ્વારીઓ કરી નહોતી, પણ મુલક જીતવાના હેતુથી કરી હતી.

તેણે પ્રથમ ગુજરાત ઉપર સ્વારી કરી, પણ ત્યાંના રાજા ભોળા ભીમદેવે તેને હરાવીને નસાડયો. પછી તેણે અજમેર ઉપર ચડાઇ કરી તેમાં પણ તે હાર્યો.

**દિલ્હીપર સ્વારી.** ઇ૦ સ૦ ૧૧૯૧ માં તે જબરૂં લશ્કર લઇને દિલ્હી ઉપર ચડી આવ્યો. દિલ્હીમાં આ વખતે કનોજના ચોહાણ રાજા સોમેશ્વરનો દીકરો પૃથ્વીરાજ રાજ્ય કરતો હતો, તે બહાદુર અને પરાક્રમી હતો. વળી તેનો રાજકવિ ચંદબારોટ પણ તેના જેવોજ બહાદુર યોદ્ધો હતો. તેણે શાહબુદ્દીનને થાણેશ્વર પાસે સખ્ત હાર પમાડી. શાહબુદ્દીન ઘાયલ થયો અને મહા મુશ્કેલીથી બચ્યો. આથી તે હિંમત હાર્યો નહિ, પણ બે વરસ પછી પાછો મોટું લશ્કર એકઠું કરી ચડી આવ્યો. આ વખતે પૃથ્વીરાજની મદદે ઘણા રજપુત રાજાઓ આવ્યા હતા. પણ તે બધાને શાહબુદ્દીને પાણીપતના મેદાનમાં હરાવ્યા. પૃથ્વીરાજનો બનેવી ચીતોડનો રાણો સમરસિંહ તથા તેના કુંવર આ યુદ્ધમાં મરાયા. પૃથ્વીરાજ લડતાં

પકડાઇ ગયો અને શાહબુદ્દીને દિલ્હી કબજે કર્યું. તેણે પોતાના સર-સરદાર કુતબુદ્દીનને દિલ્હીનો સુબો ઠરાવ્યો.

**कनोजपर स्वारी.** બીજે વરસે તેણે કનોજ ઉપર ચડાઇ કરી. કનોજનો રાઠોડ રાજા જયચંદ તથા અજમેરનો ચોહાણ રાજા પૃથ્વીરાજ અને દિલ્હીના તોમાર રાજા અનંગપાળના ભાણેજ હતા. અનંગપાળને પુત્ર ન હોવાથી પૃથ્વીરાજને દત્તક લઇ તેને દિલ્હીની ગાદી આપી હતી. તેથી જયચંદને ઇર્ષા થઇ. અને પૃથ્વીરાજ ઉપર વેર વાળવામાટે તેણેજ શાહબુદ્દીનને હિંદુસ્તાનમાં બોલાવ્યો હતો. પણ કુસંપનાં ફળ હમેશાં કડવાંજ હોય છે. તેથી પૃથ્વીરાજને હરાવ્યા પછી શાહબુદ્દીને જયચંદને પણ હરાવ્યો અને કનોજનું રાજ્ય જીતી લીધું.

ઇ૦ સ૦ ૧૨૦૨ માં ગ્યાસુદ્દીન ગુજરી ગયા પછી શાહબુદ્દીન ગીજનીની ગાદીએ બેઠો. તેના સુબા બખત્યાર ખીલજીએ ૧૨૦૩ માં બંગાળા જીતી લીધું. પંજાબમાં ગક્કર લોકોએ બંડ કર્યું હતું તે સમાવવા જતાં ગક્કર લોકોએ ગુપ્ત રીતે તંબુમાં પેશીને શાહબુદ્દીનને મારી નાંખ્યો ૧૨૦૬. તેના સરદારોએ તેનું રાજ્ય વહેંચી લીધું. તેમાં કુતબુદ્દીન દિલ્હીનો ધણી થયો.

## પ્રકરણ ૪ થું.

### ગુલામવંશ ૧૨૦૬–૧૨૯૦.

**कुतबुद्दीन** ( ૧૨૦૬–૧૨૧૦ ) કુતબુદ્દીન પહેલાં ગુલામ હતો તેથી તેના વંશને ગુલામવંશ કહે છે. દિલ્હીની ગાદીપર બેસનાર પહેલવહેલો મુસલમાન પાદશાહ તે હતો. તે બહાદુર અને ચતુર હતો, તથા ઘણો ઉદાર હતો. તેણે દિલ્હીમાં કુતુબ મિનારો બંધાવ્યો તે ૨૪૦ ફીટ ઉંચો છે, અને દુનીઆમાં સૌથી ઉંચા સ્તંભોમાં ગણાય છે. તે ઇ. સ. ૧૨૧૦ માં મરણ પામ્યો. તેની પછી

તેનો દીકરો આરામ થયો. તે નબળો હોવાથી તેના બનેવી અલ્તમશે રાજ્ય લઇ લીધું.

**अल्तमश** ( ૧૨૧૧–૧૨૩૬ ) તેણે પંજાબ તથા બંગાળાના સ્વતંત્ર થઇ ગયેલા સુબાને હરાવ્યા અને તે પ્રાંતો જીતી લીધા. તેના વખતમાં મોગલ પાદશાહ જંઘીસખાં કાબુલ જીતીને સિંધુ નદી સુધી આવ્યો. પણ હિંદુઓના સારા નશીબે તે આગળ ન વધતાં ઇરાન તરફ ગયો. અલ્તમશે ઇ. સ. ૧૨૩૧ માં માળવા જીતી ઉજ્જેનનું મહાકાળેશ્વરનું દેહેરૂં તોડી નાંખ્યું. તેણે કુતુબમિનારો પુરો કરાવ્યો. તે ઇ. સ, ૧૨૩૬ માં મરણ પામ્યો. તેની પછી તેનો દીકરો ગાદીએ બેઠો તે દમ વગરનો હોવાથી સરદારોએ તેને ઉડાડી મૂકી તેની બેન રજીયાબેગમને ગાદી આપી.

**रजीयाबेगम** ( ૧૨૩૬–૧૨૩૯ ) મુસલમાની રાજ્યમાં દિલ્હીની ગાદી ઉપર રાજ્ય કરનાર માત્ર આ એકજ બેગમ થઇ છે. તે બહાદુર, ભણેલી, ઉદ્યોગી અને હિંમતવાન હતી. તેના હબસી ગુલામ પર તેની મહેરબાની થવાથી તેના સરદારોએ તેને મારી નાંખી. ત્યારપછી સાત વરસ સુધી બહેરામ તથા મસાઉદે રાજ્ય કર્યું. તે નબળા હોવાથી સરદારોએ તેમને મારી નાંખીને ગાદી નાસરૂદ્દીનને આપી.

**नासरुद्दीन** ( ૧૨૪૬–૧૨૬૫ ) તે અલ્તમશનો પૌત્ર હતો. તે ફકીરી ચાલનો હતો તથા તેને વિદ્યાપર બહુ પ્રીતિ હતી. તેને એકજ બેગમ હતી. તેના હાથની રસોઇ તે જમતો. તે કુરાનની નકલો કરી તેના પૈસા આવતા તે વડે પોતાનું ગુજરાન ચલાવતો. તે પુસ્તકો લખવામાં તથા ખુદાની બંદગીમાં પોતાનો વખત ગાળતો રાજ્યનું બધું કામ તેનો વિશ્વાસુ વજીર બુલબન ચલાવતો. તેના વખતમાં સિંધ, મેવાડ, બુંદેલખંડ વગેરેમાં રજપુતોએ બળવા કર્યા તે બુલબને સામાવ્યા. મોગલ રાજા હોલાકુખાંનો વજીર હિંદમાં આવ્યો તેને સારૂં માન આપ્યું. નાસરૂદ્દીન અપુત્ર ગુજરી જતાં તેનો વજીર બુલબલ ગાદીએ બેઠો.

**બુલબન** (૧૨૬૫-૧૨૮૭) તે અલ્તમશનો ગુલામ હતો; અને પોતાની હુશીયારીથી વધીને પાદશાહ થયો. તેણે ઉમરાવોને વશ કર્યા, અને બંડખોરો તથા ગુન્હેગારો ઉપર બહુ જૂલમ કર્યો. મેવાતીલોકો વારેવારે બંડ કરતા, તેથી તેઓનાં એક લાખ માણુસોની કતલ કરીને તેમનું મૂળ કાઢી નાંખ્યું. બંગાળાના સુબા તોગ્રલબેગે બળવો કર્યો તેને મારીને પોતાના દીકરા બકારાખાંને બંગાળાને સુબો નીમ્યો. ઇ. સ. ૧૨૮૭ માં બુલબનના મરણપછી બકારાખાંના દીકરા કૈકુબાદને સરદારોએ ગાદીએ બેસાડયો.

**કૈકુબાદ** (૧૨૮૭-૧૨૯૦) તે મૂર્ખ તથા વિષયી હતો. તેને નાજીમુદ્દીન નામે ખરાબ વજીર હતો. તેણે પાદશાહને તેના બાપ જોડે કજીઓ કરાવ્યો પણ પાછળથી બાપ દીકરાને સંપ થયો અને વજીરને મારી નખાવ્યો. કૈકુબાદ બદફેલીમાં પડયો હતો તેથી તેના નવા વજીર જલાલુદ્દીને તેને મારી નંખાવ્યો અને પોતે ગાદીનો ધણી થયો.

## પ્રકરણ ૫ મું.

### ખીલજીવંશ ૧૨૯૦-૧૩૨૦.

**જલાલુદ્દીન** (૧૨૯૦-૧૨૯૬) તે ગાદીએ બેઠો ત્યારે ૭૦ વરસનો હતો. તે દયાળુ અને કોમળ મનનો હતો. તેથી તેના વખતમાં ઘણાં બંડ થયાં તથા ચોર, લુટારાનું જોર વધ્યું. ૧૨૯૨ માં મોગલ લોકો ચડી આવ્યા તેમને તેના ભત્રીજા અલાઉદ્દીને હરાવ્યા. અલાઉદ્દીન કરા ગામનો સુબો હતો. તેણે દેવગિરિના રાજા રામદેવને ૧૨૯૪ માં હરાવી ત્યાથી પુષ્કળ ધન લઇ આવ્યો, ત્યારે તેને મળવા માટે પાદશાહ સામો ગયો પણ અલાઉદ્દીને ભેટતાં તેને દગાથી મારી નાંખ્યો.

**અલાઉદ્દીન.** (૧૨૯૫-૧૩૧૫). તેણે ગાદીએ બેસતી વખતે દેવગિરિથી લાવેલું ધન પોતાની ફોજને વહેંચી આપ્યું. તેના ભત્રીજા

સુલેમાને રાજ્ય લેવાના લોભથી તેને તીર માર્યું પણ અલાઉદ્દીન મુઓ નહિ. પછી અલાઉદ્દીને સુલેમાન તથા બીજા બે ભત્રીજાને મારી નાંખ્યા.

**उत्तरमां जीत.** ૧૨૯૭ માં પોતાના ભાઇ અલીફખાં તથા વજીર નસરતખાંને ગુજરાત જીતવા મોકલ્યા. તેમણે ત્યાંના કરણુ-ઘેલાને હરાવી ગુજરાત જીતી લીધું. કરણુ તેની દીકરી દેવળદેવીને લઇને બાંગલાણુમાં નાશી ગયો. અને તેની રાણી કમળાદેવી પકડાઇ ગઇ તેને અલાઉદ્દીન પરણ્યો. પછી દેવળદેવીને પણ પોતાના દીકરા ખીજરખાં સાથે પરણાવી. તેજ સાલમાં ખંભાત લુટયું. ત્યાંથી મલેક કાફુર નામે ગુલામ પકડાયો, જે આગળ જતાં તેનો પ્રધાન થયો. ઇ૦ સ૦ ૧૩૦૦ માં અલાઉદ્દીને રણુસ્થંભોરનો કિલ્લો લીધો.

**दक्षिण उपर स्वारी.** ૧૩૦૬ માં કાફુરે માળવા, ખાન-દેશ, ને મહારાષ્ટ્ર જીતી દેવગિરિનો રાજા રામદેવ ખંડણી આપતો નહોતો તેને દિલ્હી લઇ જઇ તાબેદારી કબુલ કરાવી. પછી વરંગૂળ તથા કર્ણાટક જીતી ઠેઠ રામેશ્વર સુધીનો મુલક તાબે કર્યો, અને તે જીતની યાદગીરીમાં તેણે રામેશ્વરમાં એક મસજીદ બંધાવી. અલાઉ-દ્દીનના છેલ્લા વખતમાં કાફરનું જોર બહુ વધી પડવાથી દેશમાં બંડ થવા લાગ્યાં. અલાઉદ્દીનને કાફુર સિવાય કોઇનો વિશ્વાસ નહોતો. પણ કાફુરેજ તેને ઝેર દઇને અંતે મારી નાંખ્યો.

અલાઉદ્દીન અકલવાન અને બહાદુર હતો, પણ ધર્માંધ, જૂલમી અને ધાતકી હતો તેથી તે "અલાદીઓ ખુની" કહેવાતો.

**उमर (१३१५–१३१६)** કાફુરે અલાઉદ્દીનને મારી તેના બે મોટા દીકરાની આંખો ફોડી ત્રીજા દીકરા મુબારકને મારવા સારૂ મારા મોકલ્યા. અને ચોથા દીકરા ઉમરને ગાદીએ બેસાડી પોતે રાજકારભાર કરવા લાગ્યો. પણ મુબારકે મારાને સમજાવી કાફુરને મારી નંખાવ્યો, અને પોતે ઉમરની આંખો ફોડી નંખાવી બીજા બે ભાઇઓને મારી નંખાવીને ગાદીએ બેઠો.

**मुबारक.** (૧૩૧૬–૧૩૨૦). તેણે ગુજરાતનું બંડ સમાવ્યું અને દક્ષિણના બંડખોર રાજા હરપાળની જીવતાં ચામડી ઉતરડી મરાવી નાંખ્યો. તે દારૂડીઓ અને રંડીબાજ હતો. અને રાજ્યની સત્તા તેના મુસલમાન થયેલા ખુશરૂ નામના ઢેડ વજીરના હાથમાં હતી. ૧૩૨૦ માં મુબારકને મારી નાંખીને ખુશરૂ ગાદીએ બેઠો.

**खुशरु.** (૧૩૨૦) તેણે પોતાના નાતીલાને નોકર રાખી મોટી જગાઓ આપવા માંડી. અલાઉદ્દીનના મોટા દીકરા ખીજરખાંની વહુ દેવળદેવીને પોતે પરણ્યો. તેથી અમીરો નાખુશ થયા અને તેમણે બંડ કર્યાં. તેણે દિલ્હીમાં ફરીથી દેશી રાજ્ય સ્થાપવાની મહેનત કરી, પણ તે ઢેડ હોવાથી રજપુતો તેના પક્ષમાં ભળ્યા નહિ, અને તે મુસલમાન થયો હતો પણ તે ધર્મ ઉપર તેને આસ્થા નહોતી. તેથી મુસલમાનો પણ તેના સામા થયા. આખરે પંજાબના સુબા ઘાજીખાંએ આવી તેને મારીને રાજ્ય કબજે કર્યું.

## પ્રકરણ ૬ ઠું.

### તઘલખ વંશ ૧૩૨૦–૧૪૧૪.

**ग्यासुद्दीन.** (૧૩૨૦–૧૩૨૫). ઘાજીખાં જાતનો તુર્કી ગુલામ હતો. તે ગ્યાસુદ્દીન નામ ધારણ કરી ગાદીએ બેઠો. તેણે દિલ્હીની પાસે તઘલખાબાદ નામે કિલ્લો બંધાવી ત્યાં રાજધાની કરી. તેનો દીકરો જુમાખાં વરંગુળ જીતી આવતો હતો તે વખતે ગ્યાસુદ્દીન બંગાળા જીતી આવતો હતો. તેને ઉતરવા જુમાખાંએ લાકડાનો માંડવો કરાવ્યો હતો. પણ તે માંડવો પડવાથી ગ્યાસુદ્દીન તથા તેનો નાનો દીકરો દબાઇ મુઆ.

**महमद.** (૧૩૨૫–૧૩૫૧). જુમાખાં મહમદ નામ ધારણ કરી ગાદીએ બેઠો. તે વિદ્વાન તથા શૂરો હતો. પણ ક્રોધી, હઠીલો ને જુલમી હતો. તેથી તે મહમદ ગાંડો કહેવાય છે.

**ગાંડાઇનાં તથા જુલમનાં કામો.** તેણે દિલ્હીથી રાજધાની ફેરવીને દક્ષિણમાં દેવગિરિ ( દોલતાબાદ )માં કરવાનો વિચાર કર્યો. અને દિલ્હીના લોકોને બે ત્રણ વખત ત્યાં જઇ વસવાનો હુકમ કર્યો. તેથી લાંબા રસ્તાના થાકથી તથા દુકાળથી હજારો માણસો મરી ગયાં. ચીનપર સ્વારી કરવાને એક લાખ માણસની ફોજ મોકલી તે હારી અને હિમાલયની ટાઢથી હજારો માણસો મરી ગયાં. ઇરાન ઉપર સ્વારી કરવાને બીજી ફોજ તૈયાર કરી, પણ રાજ્યમાં નાણું ન હોવાથી તે ફોજને રજા આપી. પોતાનો એક દાંત પડી ગયો તે ઉપર ઘણું ધન ખરચી કબર ચણાવી. ખજાનામાં નાણું ખૂટવાથી રૂપાને બદલે તાંબા નાણું ચલાવ્યું. તે નાણું પરદેશી વેપારીઓએ લીધું નહિ. પણ દેશીઓને લેવું પડયું અને આખરે દેશની ખરાબી થઇ. જમીનવેરો દશગણો વધાર્યો તેથી ખેડુતો જમીન મૂકી નાશી ગયા અને લુટારૂ બન્યા. શિકારની હદમાં જે કોઇ માણસો પેસે તેને ચોમેરથી ઘેરી લઇને તે માણસોનો શિકાર કરાવતો. એ ક્રૂર રીતે કનોજનાં હજારો માણસોને તેણે મારી નાંખ્યાં.

તેના વખતમાં મુગલો પંજાબપર ચઢી આવ્યા તેમને ધન આપીને પાછા કાઢયા. માળવા અને પંજાબમાં બંડ થયાં તે તેણે સમાવ્યાં.

**સ્વતંત્ર રાજ્યોની સ્થાપના.** બંગાળામાં ફટરૂદ્દીન નામે સરદારે બળવો કરીને તે રાજ્ય ૧૩૩૯ માં સ્વતંત્ર કર્યું. કર્ણાટકના રાજાએ વિજયનગરમાં હિંદુરાજ્ય સ્થાપ્યું. અને તૈલંગણના રાજાએ વરંગુળમાં ફરીથી રજપુત રાજ્ય સ્થાપ્યું. ઇ. સ. ૧૩૪૪. હુસેનગંગુ ( જાફરખાં ) નામે ગુલામે ગુલબર્ગમાં ૧૩૪૭ માં બ્રાહ્મણીવંશનું રાજ્ય સ્થાપ્યું. ગુજરાતમાં બંડ ઉઠયું તે સમાવવાને પાદશાહ ત્યાં ગયો અને સુરત તથા ખંભાત લુંટીને બળવાખોરોને હરાવ્યા. તે સિંધમાં નાઠા. મહમદ તેમની પછવાડે ગયો. પણ માંદો પડયો અને ઠઠ્ઠામાં ૧૩૫૧ માં મરણ પામ્યો.

**फिरोजुद्दीन.** (૧૩૫૧–૧૩૮૮) તે મહમદ તઘલખનો ભત્રીજો હતો. તે બહુ પરોપકારી, ભોળો અને દયાળુ હતો. તેનું રાજ્ય મુખ્યત્વે કરીને લોકોપયોગી કામો માટે પ્રખ્યાત છે.

**लोकोपयोगी कामो.** તેણે ખેડુતો ઉપરના વેરા ઓછા કર્યા. નાક, કાન કાપવાનો તથા રીબાવી રીબાવીને મારવાનો ચાલ તેણે બંધ કર્યો. લોકોના સુખને માટે નિશાળો, ધર્મશાળાઓ, દવાખાનાં, હમામખાનાં, કૂવા, વાવો વગેરે બંધાવ્યાં. ખેતીને સારૂ નહેરો બંધાવી; તેમાંની જમના નદીની નહેર હજુ છે. તે ઇંગ્રેજ સરકારે સમી કરાવી છે. તે ૯૦ વરસની ઉમરે ૧૩૮૮ માં મરણ પામ્યો.

તેની પછી ગ્યાસુદ્દીન, અબુબકર, નાસરૂદ્દીન, સીકંદર તે બધા નબળા પાદશાહ થયા. તેમના વખતમાં કાંઇ જાણવા જોગ બનાવ બન્યા નથી.

**महमद बीजो.** (૧૩૯૨–૧૪૧૨). તે નાનો હોવાથી તેના સુબા તેને ગાંઠતા નહિ. તેથી ગુજરાત, જુવાનપુર, માળવા અને ખાનદેશના સુબા સ્વતંત્ર થઇ ગયા.

**तैमुरनी स्वारी.** તેના વખતમાં તાતાર દેશનો જુલમી મોગલ પાદશાહ તૈમુર, રસ્તામાં લોકોને લુંટતો, ગામો બાળતો, દિલ્હીપર ચઢી આવ્યો. ૧૩૯૮. મહમદ ગુજરાતમાં નાશી ગયો, અને તૈમુરે પાંચ દીવસ સુધી દિલ્હીમાં કતલ ચલાવી તથા શહેર બાળ્યું, અને અખૂટ લુંટ લઇને પાછો ગયો. અને જતી વખતે પંજાબમાં ખીજરખાં નામે પોતાનો સુબો રાખ્યો. તૈમુર ગયા પછી મહમદ પાછો આવ્યો, અને ૧૪૧૨ સુધી રાજ્ય કર્યું. તેની પછી દોલતખાં લોદીએ પંદર માસ સુધી નામનું રાજ્ય ભોગવ્યું. પણ ઇ. સ. ૧૪૧૪ માં ખીજરખાંએ તેને કાઢીને દિલ્હીની ગાદી લીધી.

# પ્રકરણ ૭ મું.

## સૈયદ વંશ. ૧૪૧૪-૧૪૫૦.

**ખીજરખાં** ( ૧૪૧૪-૧૪૨૧ ) તે મહમદ પેગંબરના વંશનો હતો. તે જાતનો સૈયદ હતો તેથી તેનો વંશ સૈયદવંશ કહેવાય છે. તે ૧૪૨૧ માં મરણ પામ્યો. તેની પછી તેનો દીકરો મુબારક ગાદીએ બેઠો. તેને મારીને તેના વજીરે તેના ભત્રીજા મહમદને ગાદી આપી. ૧૪૩૩ તેના વખતમાં જુવાનપુર તથા માળવાના સુલતાનો દિલ્હીપર ચઢી આવ્યા. પણ લાહોરના હાકેમ બહીલોલખાં લોદીએ તેઓને હરાવી પાછા કાઢયા. ઇ. સ. ૧૪૪૩ માં તેનો દીકરો અલાઉદ્દીન ગાદીએ બેઠો. તે નબળો હોવાથી બહીલોલખાં લોદીએ દિલ્હીનો કબજો લીધો. તેથી તે દિલ્હીની પૂર્વે બુદાયનમાં જઇ રહ્યો. એ રીતે ૧૪૫૦ માં સૈયદવંશનો અંત આવ્યો.

# પ્રકરણ ૮ મું.

## લોદીવંશ. ૧૪૫૦-૧૫૨૬.

**બહીલોલખાં**. ( ૧૪૫૦-૧૪૮૮ ). તે પંજાબનો સુબો હતો. તેણે ૨૬ વરસ સુધી લડાઇ કરીને જુવાનપુરના રાજાને તાબે કર્યો. તે ૧૪૮૮ માં મરણ પામ્યો. અને તેનો દીકરો સિકંદર ગાદીએ બેઠો.

**સિકંદર**. ( ૧૪૮૮-૧૫૧૬ ). તેણે ૧૪૯૧ માં બંગાળા ને બહાર જીત્યાં. તે ધર્માંધપણાથી હિંદુઓને દુઃખ દેતો. તેણે દિલ્હીમાંથી આગ્રામાં ગાદી કરી. તેના વખતમાં પોર્તુગીઝ લોકો ૧૪૯૮ માં હિંદમાં આવ્યા. પંજાબમાં નાનકશાહે નવો ધર્મ ચલાવ્યો.

**ઇબ્રાહીમ**. ( ૧૫૧૬-૧૫૨૬ ). તે સિકંદરનો દીકરો હતો, તે મૂર્ખ, નબળો અને અભિમાની હતો. તેથી તેને કોઇ સાથે બનતું નહોતું. પંજાબના સુબા દોલતખાં લોદીએ કાબુલના રાજા બાબરને

પોતાની મદદે બોલાવ્યો. બાબરે ૧૫૨૬ માં પાનીપતના મેદાનમાં ઇબ્રાહીમને હરાવી મારી નાંખ્યો, અને દિલ્હીમાં મોગલવંશનું રાજ્ય થયું.

---

## પ્રકરણ ૯ મું.

---

### મોગલાઈ રાજ્ય થયું તે વખતનાં બીજાં સ્વતંત્ર રાજ્યો.

**મેવાડ.** પ્રથમ મેવાડની રાજધાની ચિતોડમાં હતી. ત્યાંના રાણા સૂર્યવંશી છે, તેઓ પહેલાં ગુજરાતમાં વલ્લભીપુરમાં રાજ્ય કરતા હતા. ત્યારપછી કેટલોક કાળ તેમણે ઇડરમાં રાજ્ય કર્યું. પછી આઠમા સૈકામાં બાપારાવળે ચિતોડ જીતી ત્યાં રાજધાની કરી. તેના વંશજો ઘેલોટી કે સિસોદીયા રજપુતો કહેવાય છે. પૃથ્વીરાજ અને શાહબુદ્દીનના યુદ્ધમાં ત્યાંનો રાણો સમરસી પૃથ્વીરાજની મદદે ગયો હતો. પંદરમા સૈકામાં મેવાડમાં કુંભો રાણો ઘણો પ્રખ્યાત થયો. મીરાંબાઇ તે કુંભારાણાની રાણી હતી. બાબર હિંદમાં આવ્યો ત્યારે કુંભારાણાનો પૌત્ર રાણો સંગ ચિતોડની ગાદીએ હતો.

**જોધપુર.** કુંભારાણાના બાપનો મામો જોધો રાઠોડ હતો. તેણે જોધપુર બાંધી ૧૪૫૯ માં ત્યાં ગાદી કરી. બાબરે હિંદુસ્તાન ઉપર ચડાઇ કરી ત્યારે જોધા રાઠોડના વંશનો માલદેવ રાજ્ય કરતો હતો.

**જેપુર.** જેપુરમાં કછવા રજપુતનું રાજ્ય છે. પહેલાં તેની રાજધાની અંબરમાં હતી, અકબરના વખત સુધી તે રાજ્ય અપ્રસિદ્ધ હતું. પણ અંબરના રાજાએ અકબરને દીકરી પરણાવી ત્યારથી તે પ્રસિદ્ધિમાં આવ્યું.

**જેસલમેર.** ત્યાંના રાજાઓ ભાટી રજપુત છે. તેઓ શ્રીકૃષ્ણના વંશના ગણાય છે. કાબુલમાં મુસલમાની રાજ્ય થયું ત્યારે જાદવો ત્યાંથી નાશીને સિંધમાં આવ્યા. ત્યારપછી ૧૧૫૬ માં જેસલમેર વસાવી ત્યાં રાજ્ય કરવા લાગ્યા.

**બુંદી કોટા.** ત્યાં હાડા રજપુતોનું રાજ્ય છે. પહેલાં તેની રાજધાની હાડાવતીમાં હતી. ઇ સ. ૧૩૪૨માં બુંદી વસાવી ત્યાં રાજધાની કરી. કોટાનું રાજ્ય ૧૮ મા સૈકામાં બુંદીથી છૂટું પડયું.

તે સિવાય કાશ્મીર, સિંધ, પારકર, અમરકોટ, શિરોહી, ગ્વાલીયર વગેરે રજપુત રાજ્યો હતાં.

**દક્ષિણમાં રજપુત રાજ્યો.** દક્ષિણમાં સૌથી બળવાન રાજ્ય વિજયનગરનું હતું. ત્યાં નરસિંહ કુળના રાજાઓ રાજ્ય કરતા હતા. ઇ. સ. ૧૫૬૫માં વિજાપુર, અહમદનગર, ગોવળકોંડા અને બેદરના મુસલમાન રાજાઓએ સંપ કરી વિજયનગરના રામરાજાને તાલીકોટની લડાઇમાં હરાવ્યો, અને તે રાજ્ય વહેંચી લીધું. તેના વંશજો હજુ છે. તેઓ પોલાગાર કહેવાય છે. તેઓમાંનો એક આગળ જતાં મહીસુરનો રાજા થયો. રામરાજાનો ભાઇ ચંદ્રગિરિમાં રાજ્ય કરવા લાગ્યો. તેણે મદ્રાસ વસાવવાને ઇંગ્રેજને જમીન વેચાતી આપી હતી.

આ સિવાય ઓઢીઆમાં રજપુત રાજ્યો હતાં તે અકબરે જીતી લીધાં.

વળી બાબર હિંદમાં આવ્યો ત્યારે ઘણા મુસલમાન સુબાઓ પણ સ્વતંત્રપણે રાજ્ય કરતા હતા.

**ગુજરાત.** ઇ. સ. ૧૩૯૬ માં છેલ્લા મહમદ તઘલખના વખતમાં મુજફ્ફરશાહે ગુજરાતમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. તેના દીકરા અહમદશાહે ૧૪૧૨માં અમદાવાદ વસાવ્યું. એ રાજ્યમાં મહમદ બેગડો જોરાવર રાજા થયો. તેણે મહેમદાવાદ વસાવ્યું. બાબર આવ્યો ત્યારે બહાદુરશાહ રાજ્ય કરતો હતો. ગુજરાતનું રાજ્ય અકબરે જીત્યું.

તે સિવાય માળવામાં મુસલમાની રાજ્ય હતું, તે બહાદુરશાહે જીતી ગુજરાત સાથે જોડી દીધું હતું. અને બંગાળા તથા ખાનદેશમાં મુસલમાની રાજ્ય હતાં તે અકબરના વખતમાં જીતાયાં.

**બ્રાહ્મણી રાજ્યો.** ઇ. સ. ૧૩૪૭માં જાફરખાં જે એક બ્રાહ્મણનો ગુલામ હતો તેણે ગુલબર્ગમાં બ્રાહ્મણી રાજ્ય સ્થાપ્યું. તેમાંથી

પાંચ સ્વતંત્ર રાજ્યો થયાં. ૧. ગાવીલગઢમાં ઇમાદશાહી. ૨ વિજાપુરમાં આદિલશાહી. ૩. અહમદનગરમાં નિઝામશાહી. ૪. ગોવળકોંડામાં કુતુબશાહી.. ૫. બેદરમાં બરીદશાહી.

## પ્રકરણ ૧૦ મું.

### મોગલવંશ. ઇ. સ. ૧૫૨૬–૧૮૫૮.

**બાબર.** ( ૧૫૨૬–૧૫૩૦ ) જ્યારે તૈમુર ગુજરી ગયો ત્યારે તેના રાજ્યના ઘણા ભાગ પડી ગયા. તેનાથી છઠ્ઠી પેઢીએ બાબર થયો. તેના બાપનું રાજ્ય ખોકંદમાં હતું. તેને ૧૩ વરસની ઉમરે તેના બાપનું રાજ્ય મળ્યું. પણ ઉસ્બેગ લોકોએ બળવો કરી તેને કાઢી મૂક્યો. તેણે ત્રણ વખત પોતાનું રાજ્ય મેળવ્યું અને ત્રણ વખત તેને કાઢી મૂક્યો. આખરે તેણે ૧૫૦૪માં કાબુલ જીતી ત્યાં રાજ્ય કરવા માંડયું. તેણે હિંદુસ્તાન ઉપર ચડાઈ કરવાના ઇરાદાથી મોટું લશ્કર એકઠું કર્યું. તેવામાં પંજાબના સુબા દોલતખાં લોદીએ તેને તેડાવ્યો. તેથી તેણે આવીને ઇબ્રાહીમ લોદીને પાણીપતના મેદાનમાં હરાવ્યો અને દિલ્હીમાં મોગલ રાજ્યની સ્થાપના કરી. ઇ. સ. ૧૫૨૬. આ વખતે રજપુતસ્થાનમાં સર્વોપરી મેવાડનો રાણો સંગ હતો. તે એક આંખે કાણો, એક પગે લંગડો અને એક હાથે ઠુંઠો હતો. તે દિલ્હીમાં રજપુત રાજ્ય સ્થાપવાની તૈયારી કરતો હતો. પણ તેટલામાં બાબરે દિલ્હી જીતી લીધું. મેવાડનો રાજા હસનખાં રાણા સંગને આવી મળ્યો. અને ઘણા રજપુત રાજાઓ સંગની મદદે આવ્યા. પણ ૧૫૨૭માં ફતેહપુર સીક્રી આગળ જબરૂં યુદ્ધ થયું. તેમાં બાબરે રજપુતોને હરાવ્યા. ત્યારપછી બીજે વરસે તેણે ચંદેરી જીતી લીધું, અને ઉત્તર હિંદુસ્તાનનો ઘણોખરો ભાગ તેણે કબજે કર્યો. તેણે હિંદુસ્તાનમાં ફક્ત ચાર વરસ રાજ્ય કર્યું. એટલામાં તેનો દીકરો હુમાયુ મરણતોલ માંદો પડયો. તેથી તેને કોઇ ધર્મીષ્ટ માણસે કહ્યું

કે તમે કોઇ સૌથી કીમતી વસ્તુ ઇશ્વરને અર્પણ કરો તો તે હુમાયુને સાજો કરશે. માટે તમારી પાસે કોહીનુર છે તે અર્પણ કરો. બાબરે કહ્યું કે " હીરા કરતાં મારો પોતાનો જીવ વધારે કીમતી છે, માટે હું તે અર્પણ કરીશ." એમ કહીને તેણે હુમાયુની પથારીને ત્રણ પ્રદક્ષિણા કરી. અને ઇશ્વરને પ્રાર્થના કરી કે " મારો જીવ લો અને મારા દીકરાનો જીવ બચાવો." દૈવયોગે તે પ્રમાણે બન્યું. હુમાયુ સાજો થયો અને બાબર માંદો થઇ મરણ પામ્યો.

**ગુણ દોષ.** બાબર શબ્દનો અર્થ સિંહ થાય છે. અને તે સિંહ જેવો જોરાવર તથા બહાદુર હતો. તે બે માણસોને બગલમાં લઇને દોડી જતો. અને ગમે તેવી મોટી નદી તરીને ઉતરી શકતો. તે એક દીવસમાં સો માઇલની મજલ ઘોડાપર બેશીને કરી શકતો. તે દયાળુ, ભલો. ખાનદાન, દૃઢ મનનો તથા પોતાનું વચન પાળનાર હતો. તે વિદ્વાન હતો અને ફારસી ભાષામાં કવિતા બનાવી શકતો. તેણે પોતાનું ચરિત્ર ફારસીમાં લખેલું છે.

**હુમાયુ.** ( ૧૫૩૦–૧૫૫૬ ) બાબરને ચાર દીકરા હતા. હુમાયુ, કામરાન, હિંદાલ અને મીરજાસ્કરી. હુમાયુએ આગ્રા અને દિલ્હીનું રાજ્ય રાખી બાકીનું તેના ભાઇઓમાં વહેંચી આપ્યું. તેણે કાબુલ અને કંદહાર કામરાનને આપ્યાં તેથી તેને પઠાણ લશ્કરની મદદ મળતી બંધ થઇ. તેણે ગુજરાતના પાદશાહ બહાદુરશાહને ૧૫૩૫માં મંદેસર પાસે હરાવ્યો અને ચાંપાનેર લીધું. હુમાયુનો મોટો દુશ્મન શેરખાં નામે પઠાણ હતો. તેણે ચુનારગઢનો કિલ્લો જીતી લીધો, પણ હુમાયુને જઇને તેને વશ કર્યો. જ્યારે હુમાયુ ગુજરાતમાં હતો ત્યારે શેરખાંએ ફરીથી બળવો કર્યો અને બંગાળા જીતી લીધું. હુમાયુ તેની સામે લશ્કર લઇને ગયો. પણ ચોમાસાની ૠતુ હોવાથી તેના માણસો માંદા પડયા અને ઘણા તેને છોડીને ચાલ્યા ગયા. શેરખાંના બહાદુર સિપાઇઓએ હુમાયુના લશ્કરને બકસાર તથા કનોજની લડાઇમાં હરાવ્યું. હુમાયુ સિંધ તરફ નાશી ગયો. શેરખાંએ દિલ્હી તથા આગ્રા કબજે કર્યા. અને હિંદુસ્તાનનો પાદશાહ થયો.

હુમાયુ સિંધમાં હતો ત્યારે અમરકોટમાં તેની રાણી હમીદાને પેટે ઇ. સ. ૧૫૪૨ માં પ્રતાપી પુત્ર અકબરનો જન્મ થયો. તે રખડતો રખડતો ઇરાન ગયો. ત્યાંના શાહ તહમસ્પે તેને સારો આશ્રય આપ્યો. તેણે શીઆ પંથ પાળવાની શરતે હુમાયુને ૧૪૦૦૦ ઘોડેસ્વાર લશ્કર મદદે આપ્યું. તે લઇને હુમાયુ હિંદમાં આવ્યો. અને શેરખાંના વંશના છેલ્લા પાદશાહ અદિલશાહને ઇ. સ. ૧૫૫૬માં પાણીપતના મેદાનમાં હરાવી દિલ્હીની ગાદી પાછી મેળવી. ત્યારપછી તરતજ તે આરસપહાણની સીડીથી ઉતરતાં પડી જવાથી મરણ પામ્યો.

**ગુણ દોષ.** હુમાયુ સ્વભાવે નમ્ર, દયાળુ તથા સાદો હતો. તે મોટા મનનો અને બહાદુર હતો. તોપણ લડવામાં તેના બાપ જેવો કુશળ ન હોવાથી શેરશાહ જેવા બહાદુર સરદારથી તે હાર પામ્યો.

સુર વંશ. ૧૫૪૦–૧૫૫૬.

**શેરશાહ.** ( ૧૫૪૦–૧૫૪૫ ) તેનો બાપ બંગાળાના સુબાની નોકરીમાં હતો. તેનું મુળ નામ ફરીદખાં હતું. તે બહારના સુબાની નોકરીમાં રહ્યો હતો. એક વખત તે સુબાની સાથે શિકારે જતાં તેણે એક વાઘને તલવારથી મારી નાખ્યો, તેથી સુબાએ તેને શેરખાંનો ઇલકાબ આપ્યો. તે પોતાની ચતુરાઇ અને બહાદુરીથી પઠાણ સૈન્ય એકઠું કરી હુમાયુ સામે લડયો અને તેણે દિલ્હીનું રાજ્ય મેળવ્યું. તે લુચ્ચો અને નિર્દય હતો. પણ રાજ્ય મેળવ્યા પછી તે બહુ ડહાપણથી વર્ત્યો. તેની પહેલાંના પાદશાહો, સરદારો તથા સુબાઓને ભરોસે રાજ્ય સોંપી, એશઆરામ કરતા હતા. તેથી પાદશાહી સત્તા ઘણી નબળી પડી ગઇ. અને સુબાઓ સ્વતંત્ર થઇ ગયા. આ બધું શેરશાહે જોયું હતું. તેથી પોતે તેમ ન વર્તતાં બધી કામની તપાસ પોતાની જાતે રાખતો અને નોકરો પાસેથી પણ બરાબર કામ લેતો. તેણે હિંદુઓ ઉપર જુલમ કર્યો નહિ, પણ તેમને નોકરીમાં રાખ્યા. તેના વખતમાં ટોડરમલ વસુલાતખાતાનો ઉપરી હતો. તેણે ૧૫૪૦ માં માળવા જીત્યો, અને પછી જોધપુરના રાજા

માલદેવ ઉપર ચઢાઇ કરી પણ તેમાં હાર્યો. તેણે કલીંજરને ઘેરો ઘાલ્યો હતો ત્યાં દારૂખાનું સળગી ઉડવાથી તે દાઝયો અને મરણ પામ્યો. ઇ. સ. ૧૫૪૫. તેણે બંગાળાથી સિંધુ નદી સુધી સડક બંધાવી અને બંને બાજુએ ઝાડ રોપાવ્યાં, અને ઠેકાણે ઠેકાણે કુવા, ધર્મશાળા અને અન્નક્ષેત્ર કર્યાં. તેણે ન્યાય કરવાની તથા મહેસુલની રીતમાં સુધારો કર્યો.

તેના મોટા દીકરા આદિલશાહમાં દમ નહિ હોવાથી તેનો નાનો દીકરો સલીમશાહ ગાદીએ બેઠો. તે ૧૫૫૩માં મરણ પામ્યો. તે પછી આદિલશાહ ગાદીએ બેઠો. તે નબળો અને ઉડાઉ હતો તેણે મોટા સરદારોની જાગીરો લઇ નાલાયક માણસોને આપી. તેથી ઘણે ઠેકાણે બંડ ઉઠયાં. એવામાં હુમાયુ ઇરાનથી મદદ લઇને આવ્યો અને આદિલશાહને તથા તેના વજીર હેમુને પાણીપત પાસે હરાવીને ફરીથી મોગલ રાજ્ય સ્થાપ્યું. ૧૫૫૬.

**अकबर.** ( ૧૫૫૬–૧૬૦૫ ). હિંદુસ્તાનના મુસલમાન પાદશાહોમાં અકબર સૌથી સરસ ગણાય છે. તેણે પચાશ વરસ રાજ્ય કર્યું. તેજ વખતે ઈંગ્લાંડમાં ઇલીઝાબેથ રાણી રાજ્ય કરતી હતી. અકબર તખ્તનશીન થયો ત્યારે માત્ર તેર વરસનો હતો. તેથી રાજ્યની લગામ તેના નિમકહલાલ વજીર બહેરામના હાથમાં હતી. તે તેનો ફુઓ થતો હતો. તેણે અકબરને ઘોડા ઉપર સવારી કરતાં અને તીર, તલવાર તથા ભાલો વાપરતાં શીખવ્યું, અને એક યોદ્ધાને લાયક બધી વિદ્યા શીખવી. તેણે પાંચ વરસ દઢતાથી અને સખતાઇથી રાજ્યરક્ષકનું કામ કર્યું. પણ અકબર તથા તેની મા અને સરદારો બધા તેની સખતાઇથી કંટાળી ગયા. તેથી અકબરે અઢાર વરસની ઉમરે રાજ્યની લગામ પોતાના હાથમાં લેવા વિચાર કર્યો. પહેલાં બહેરામ સામો થયો, પણ અકબરનો દઢ નિશ્ચય જોઇને તાબે થયો. તે મક્કે હજ કરવા જતો હતો તેવામાં કોઇ પઠાણે તેને રસ્તામાં મારી નાંખ્યો. તે પઠાણના બાપનો બહેરામે અગાઉ વધ કરાવ્યો હતો.

હવે અકબરે પોતાની મરજી પ્રમાણે રાજ્ય કરવા માંડ્યું. તે કઠણ તથા મજબુત હતો, અને બહાદુર તથા દીર્ઘદૃષ્ટિવાળો હતો. આ વખતે ઘણાં જબરાં હિંદુ તથા મુસલમાની રાજ્યો હતાં. તેણે હિંદુઓને પોતાના દુશ્મન નહિ કરતાં મિત્ર બનાવીને પોતાનું રાજ્ય મજબુત કરવા ધાર્યું. પ્રથમ તેણે પોતાના સરદારો ઉપર સત્તા બેસાડવાનો નિશ્ચય કર્યો. તેના સરદાર ખાનજમાને બળવો કર્યો, અને અયોધ્યા તથા પ્રયાગ જીતી લીધાં. તેથી અકબરે પોતે જઈ તેને હરાવ્યો અને માર્યો. તે સિવાય સંબલ પ્રાંતના સુલતાન મીરજાના દીકરાઓ તથા અકબરના પોતાના ભાઇ મીરજા હકીમ વગેરે સરદારોને હરાવીને વશ કર્યા.

રજપુત રાજ્યો સાથે અકબર બહુ ડહાપણ ભરેલી રીતે વર્ત્યો. જેપુરના રાજા બીહારીમલને હરાવી તેની દીકરી સાથે પોતે પરણ્યો. તથા જોધપુરના રાજા માલદેવને હરાવીને તેની દીકરી જહાંગીર વેરે પરણાવી. આ રીતે રજપુત રાજ્યો સાથે સંબંધ બાંધીને પોતાના રાજ્યને મજબુત કર્યું. ફક્ત ચિત્તોડના સિસોદીયા રાણાએ પોતાની દીકરી મુસલમાનને પરણાવી નહિ, તેમજ જે દીકરી આપે તેમનો તિરસ્કાર કરવા લાગ્યા. તેથી અકબરે ચિતોડ ઉપર ચઢાઇ કરી. તે વખતે રાણા સંગનો દીકરો ઉદેસિંગ ત્યાં રાજ્ય કરતો હતો. તે ડુંગરોમાં નાશી ગયો, પણ તેનો સરદાર જયમલ બહાદુરીથી લડયો. પણ તે હાર્યો, અને અકબરે ચિતોડ લઈ લીધું. ચિતોડ જીતાયું પણ સિસોદીયા જીતાયા નહોતા. ઉદેસિંગ ઉદેપુર નામે ગામ વસાવી ત્યાં રહેવા લાગ્યો. તેની પછી તેનો પ્રતાપી પુત્ર પ્રતાપસિંગ થયો. તેને વશ કરવાને અકબરે પોતાના પુત્ર સલીમ તથા જેપુરના રાજા માનસિંગને સૈન્ય લઇને મોકલ્યા પ્રતાપસિંગ હલદીઘાટ પાસે બહાદુરીથી લડયો, પણ ઘણા રજપુતો કપાઇ ગયા અને પ્રતાપસિંગ મહામુશ્કેલીથી બચ્યો તે ઘણાં સંકટ વેઠતો વેઠતો ડુંગરોમાં ભટક્યો, અને આખરે તેણે પોતાનું રાજ્ય પાછું મેળવ્યું. સિસોદીયા હજુ સુધી મુસલમાનોને કન્યા નહિ આપવાનું અભિમાન ધરાવે છે, અને રજપુતોમાં શ્રેષ્ઠ ગણાય છે.

રજપુત રાજ્યોને વશ કર્યાં પછી અકબરે એક પછી એક મુસલમાન રાજ્યોને જીતવા માંડ્યાં. તેણે જુવાનપુર, સિંધ, માળવા, ગુજરાત, બંગાળા, કાશ્મીર, કાબુલ, કંદહાર વગેરે જીતી લીધાં. અને વિંધ્યાચળની ઉત્તરના આખા હિંદુસ્તાનનો ધણી થયો.

ત્યારપછી તેણે દક્ષિણ જીતવાનો વિચાર કર્યો. અહમદનગરની ગાદી માટે ચાર જણ દાવો કરતા હતા. તેમાંથી એકે અકબરની મદદ માંગી. તેથી તેણે પોતાના દીકરા મુરાદને લશ્કર લઇને મોકલ્યો. પણ આ વખતે એક બાળકને ગાદીએ બેસાડી ચાંદબીબી નામે બહાદુર સ્ત્રી રાજ્ય કરતી હતી તે સામે થઇ. મુરાદ તેને જીતી શકયો નહિ. પણ ચાંદબીબીએ વરાડ પ્રાંત આપવાનું કબુલ કરીને સલાહ કરી. ત્યાર પછી ફરીથી તકરાર ઉઠી ત્યારે અકબર પોતે ત્યાં ગયો, પણ ચાંદબીબીને કોઇ દુશ્મને દગાથી મારી નાંખી. તેથી અકબરે અહમદનગર સર કર્યું. ચાંદબીબી જેવી બહાદુર કોઇ મુસલમાન સ્ત્રી થઇ નથી. તે બખ્તર પહેરીને અને મોઢા ઉપર બુરખો રાખીને લડતી. મોગલો સાથે લડતાં જ્યારે દારૂગોળો ખૂટયો ત્યારે તેણે તાંબાના અને સોનારૂપાના સિક્કા ગોળાને ઠેકાણે વાપરવા માંડયા. તે ખુબસુરત હતી અને જુવાનીમાં વિધવા થઇ હતી પણ પોતાનું શીયળ બહુ સારી રીતે સાચવી રહી હતી. અહમદનગર જીત્યા પછી વળતાં અકબરે ખાનદેશ જીતી લીધો. અકબર દક્ષિણમાં હતો તેવામાં તેના દીકરા સલીમે બળવો કર્યો, પણ અકબરે તેને દયાથી ક્ષમા કરી.

**સુધારા**—તેણે હિંદુ તથા મુસલમાનને જાતિ કે ધર્મનો ભેદ ગણ્યા સિવાય નોકરીમાં રાખ્યા. હિંદુઓ ઉપરથી જજીઆવેરો માફ કર્યો. પોતાની મરજી મુજબ સૌ લોકોને ધર્મ પાળવાની છૂટ આપી. પુનર્લગ્નની છૂટ આપી. સતી થવાનો ચાલ બંધ કર્યો. જમાબંદીની રીતમાં સુધારો કર્યો. સિપાઇઓને નોકરી પેટે જમીન મળતી તેને બદલે પગાર આપવાનો ઠરાવ કર્યો. લડાઇમાં પકડાએલા માણસોને ગુલામ બનાવવાનો રીવાજ કાઢી નાંખ્યો.

**જમાબંદી**—અકબરના પ્રધાન ટોડરમલ્લે જમાબંદીની નવી રીત બાંધી, તેણે બધી જમીન ફરીથી મપાવી અને તેની ઉત્તમ,

મધ્યમ અને કનિષ્ઠ એવી ત્રણ પ્રત ઠરાવી. પાકનો ત્રીજો ભાગ રાજ્યમાં લેવાનો ઠરાવ કર્યો. પાકને બદલે રોકડ નાણું ખેડુતો આપે તો તે પણ લેવાનું ઠરાવ્યું.

**विद्वानो.** તેના વખતમાં અબુલફૂજલ અને ફૈજી એ બે ભાઇઓ વિદ્વાન સલાહકાર હતા. અબુલફૂજલે અકબરના કાયદાનું પુસ્તક "આઇન અકબરી" બનાવ્યું છે. તેને ૧૬૦૩ માં સલીમે દ્વેષથી મરાવી નાંખ્યો. ફૈજી કવિ હતો, તેણે રામાયણ, મહાભારત અને બાઇબલનો ફારસીમાં તર્જુમો કર્યો હતો. તે સિવાય માનસિંગ, બીરબલ, ખાનખાનાન વગેરે વિદ્વાન અને શૂરા સરદારો હતા. વળી તાનસેન નામે ગવૈયો તથા ગંગનામે પ્રખ્યાત કવિ તેના રાજ્યમાં હતા.

**राज्यवहीवट.** તેણે અઢી લાખ રૂપીઆની ઉપજના તાલુકા બનાવી તે ઉપર નવાબ નીમ્યા, અને નવાબના ઉપર સુબા નીમ્યા. તેના આખા રાજ્યમાં એવા અઢાર સુબા હતા. ચોર વગેરેનો બંદોબસ્ત રાખવાને ચોકીદારો રાખ્યા. ન્યાય કરવાને કાજી રાખેલા હતા. રાજધાનીમાં મુખ્ય ન્યાયાધીશ રહેતો અને તેના તાબામાં દરેક મોટા શહેરમાં ન્યાયાધીશ રહેતો.

**धर्म.** અકબરને ધર્મનું સંશોધન કરવાનો બહુ શોખ હતો. તે સર્વ લોકોને પોતાને સારો લાગે તે ધર્મ પાળવા દેતો, ધર્મનું સંશોધન કરવાને હિંદુધર્મના પુસ્તકોનો ફારસીમાં તર્જુમો કરાવ્યો. તે શાસ્ત્રીઓ, કાજીઓ, પાદરીઓ વગેરેની સભા કરીને ધર્મનો સંવાદ કરાવતો. તે સર્વ ધર્મને માન આપતો, અને સૌમાંથી જે સારા મત લાગે તે સ્વીકારતો. તે પેગંબર કોઈ થયો નથી એવું માનતો, અને એક ઇશ્વરને માનતો.

**गुण दोष.** તે શૂરવીર, મિતાહારી, થોડું ઉંઘનાર, મહા બુદ્ધિવાન, નીતિવાન અને દીર્ઘદૃષ્ટીવાળો હતો. તે માયાળુ તથા ઉદ્યોગી હતો. તે ઘણું ભણેલો નહોતો, પણ તેને વિદ્યા ઉપર બહુ પ્રીતિ હતી. તે સારાં પુસ્તકો વિદ્વાનો પાસે વંચાવીને સાંભળતો. તેના વખતમાં રૈયત બહુ સુખી હતી, તેણે રજપુત રાજાઓ સાથે સંપ

કરી રાજ્યનો પાયો એવો મજબુત નાંખ્યો કે તેની પછી અઢીસો વરસ સુધી મોગલાઇ રાજ્ય ટકી રહ્યું. ખાનગીમાં તે સાદો માણસ હતો. પણ જાહેરમાં તેનો ભપકો એવો હતો કે જોનાર અંજાઇ જાય.

અકબર ઇ. સ. ૧૬૦૫ માં મરણ પામ્યો. તેને સિકંદ્રાના રોજામાં દાટયો છે. તેને ત્રણ દીકરા હતા; સલીમ, દાનીઆલ, મુરાદ તેમાં છેલ્લા બે મરણ પામ્યા હતા. અને સલીમ ગાદીએ બેઠો.

**जहांगीर.** ( ૧૬૨૭–૧૬૫૮ ). જહાંગીર એટલે દુનીયા જીતનાર એવું નામ ધારણ કરી સલીમ ગાદીએ બેઠો. તેની મા રજપુતાણી હતી તેથી તે અર્ધો રજપુત હતો. પ્રથમ તેના દીકરા ખુશરૂએ બંડ કર્યું તેને પકડી કેદ કર્યો, અને તેના લશ્કરને રીબાવી રીબાવીને મારી નાંખ્યું.

**नूरजहां.** અકબરની પેઠે જહાંગીર પણ કેટલીક રજપુત કન્યાઓ પરણ્યો હતો. પણ ગાદીએ બેઠા પછી છઠ્ઠે વરસે તે એક ઇરાની બાઇ નૂરજહાં સાથે પરણ્યો. તેનો બાપ તુર્કસ્તાનનો વતની હતો, દુઃખનો માર્યો તે હિંદુસ્તાનમાં ધંધો શોધવાને આવ્યો. લાહોરમાં તેનો એક જૂનો મિત્ર હતો તેણે તેને અકબરના દરબારમાં નોકરી અપાવી. તે ઘણો હુશીયાર હતો તેથી એકદમ તેની સત્તા વધી, અને અકબરે તેને ખજાનચી બનાવ્યો. તેને એક દીકરી તથા એક દીકરો હતો. દીકરી અતિષય રૂપાળી તેમજ હુશીયાર હતી. તેના બાપે તેને બર્દવાનના સુબા શેરઅફઘાન સાથે પરણાવવાનો વિચાર કર્યો, પણ તે પરણ્યા પહેલાં સલીમે તેને ભાળી તેથી તેને તેના ઉપર પ્રીતિ ઉત્પન્ન થઇ, અને તેને પરણવાનું મન થયું. પણ તેના બાપે તેને શેરઅફઘાન સાથે પરણાવીને બર્દવાન મોકલી દીધી. સલીમ ગાદીએ બેઠા પછી તેણે શેરઅફઘાનને મારી નંખાવ્યો, અને નૂરજહાંને પોતાની પાસે તેડાવી લીધી. આથી તેને એટલો શોક તથા ક્રોધ થયો કે ૭ વરસ સુધી સલીમ સાથે બોલી પણ નહિ. આખરે તેનો શોક શમ્યા પછી તે જહાંગીરને પરણી. ત્યારથી બધી સત્તા તેના હાથમાં આવી અને રાજ્ય પણ પોતેજ

ચલાવતી. જહાંગીર ફક્ત મોજશોખમાં બધો વખત ગાળવા લાગ્યો, તેણે નૂરજહાંના બાપને પ્રધાન નીમ્યો, અને તેના ભાઇને અમીર બનાવ્યો. નૂરજહાંએ બહુ ડહાપણથી રાજ્ય ચલાવ્યું, અને જહાંગીરની કેટલીક ખરાબ ટેવો તેણે છોડાવી.

**शाहजहांनुं बंड.** જહાંગીરને ચાર દીકરા હતા. ખુશરૂ, પરવીઝ, શાહજહાં અને શાહરીયાર. શહાજહાં બહાદુર હોવાથી જહાંગીરની તેના ઉપર પ્રીતિ હતી. પણ તેને ગાદી મળે તેમાં નૂરજહાં ખુસી નહોતી, કેમકે શહરીયાર તેની આગલા ઘરની દીકરી સાથે પરણ્યો હતો તેને ગાદી અપાવવાની તેની મરજી હતી. તેથી તેણે પાદશાહ પાસે શાહજહાંની ખોદણી કરવા માંડી. આથી શાહજહાંએ બંડ કર્યું, અને દક્ષિણમાં મલીકંબર સાથે મળી ગયો. તેને વશ કરવાને સરદાર મોહોબતખાંને મોકલ્યો. આખરે શાહજહાં તાબે થયો.

**मोहोबतखांनुं बंड.** મોહોબતખાં જહાંગીરનો મોટો સરદાર હતો. તેની સત્તા એટલી વધી ગઇ કે નૂરજહાંને બીક લાગી કે રખેને તે રાજ્યનો ધણી થઇ પડે. તેથી તેને મારી નાંખવાના ઇરાદાથી નૂરજહાંએ તેને કચેરીમાં તેડાવ્યો. તે નૂરજહાંનો વિચાર સમજી ગયો, તેથી લશ્કર લઇને ગયો. તેણે જહાંગીરને પકડી કેદ કર્યો. નૂરજહાં યુક્તિથી તેને છોડાવી તેને લઇને નાશી ગઇ. જહાંગીર દમના રોગથી કાશ્મીરમાં મરણ પામ્યો. અને શાહજહાં ગાદીએ બેઠો.

**गुणदोष.** જહાંગીર સ્વભાવે ભલો તથા ઉદાર હતો. પણ તે દારૂડીઓ, સ્વચ્છંદી અને વિષયી હતો. તેના વખતમાં ઇંગ્લાંડના રાજા જેમ્સ તરફથી સર ટામસ રો નામે વકીલ ઇ, સ. ૧૬૧૫ માં વેપારના કરાર કરવા આવ્યો હતો. તેણે તેના દરબારની હકીકત લખી છે. તે ઉપરથી જણાય છે કે તેના નોકરો લાંચીઆ હતા અને સિપાઇઓ સુસ્ત હતા, તથા ચોર લૂંટારાનું જોર બહુ હતું, દરબારનો ઠાઠ સારો હતો. પણ તેનું રાજ્ય અકબરના રાજ્ય જેવું આબાદ નહોતું.

**શાહજહાં**. ( ૧૬૨૭–૧૬૫૮ ) તેણે મોહોબ્બતખાં તથા અસોફખાંની મદદથી ગાદી મેળવી. તેણે નૂરજહાંને કેદ કરી તથા શહરીયારને મારી નાંખ્યો.

દક્ષિણના સુબા ખાનજહાંએ બંડ કર્યું, તે પાદશાહે સમાવ્યું. ખાનજહાં ઉત્તર તરફ નાઠો. ત્યાં તેને બુદેલખંડના રજપુત રાજાએ મારી નાંખ્યો.

**દક્ષિણમાં જીત**. ઇ. સ. ૧૬૩૧ માં શાહજહાંએ અહમદનગરનું રાજ્ય જીતીને ખાલસા કર્યું. તેની સાથે ઇલીચપુર પણ લીધું. ઇ. સ. ૧૬૫૭ માં તેના દીકરા ઔરંગજેબે બેદર લીધું, અને વીજાપુર તથા ગોળકોંડા પાસેથી ખંડણી લીધી.

**દીકરાઓનાં બંડ**. શાહજહાંને ચાર દીકરા હતા. દારા, શુજા, ઔરંગજેબ અને મુરાદ. સૌથી મોટો દારા બહાદુર અને નિખાલસ દીલનો, પણ અભિમાની અને અવિચારી હતો. અકબરની પેઠે તે હિંદુઓ તરફ માયાળુ હતો. તેથી મુસલમાનો તેને ચાહતા નહોતા. તેનાથી નાનો શુજા બહાદુર અને હુશીયાર હતો, પણ જહાંગીરની પેઠે દારૂડીઓ અને મોજશોખી હતો. ત્રીજો ઔરંગજેબ સત્તાનો લોભી, દગલબાજ બહાદુર અને હુશીયાર સરદાર હતો. તે ધર્માંધ હતો. સૌથી નાનો મુરાદ દારૂડીઓ અને વિશ્વાસુ હતો. તેને ઔરંગજેબે કહ્યું કે મારે કંઇ રાજ્યની ઇચ્છા નથી. હું ફકીર થઇને ઇશ્વરની બંદગીમાં વખત ગાળીશ. પણ તને રાજ્ય અપાવવાની મારી મરજી છે. શાહજહાં માંદો પડ્યો ત્યારે બધા ભાઇઓએ પાદશાહ થવાની કોશીશ કરવા માંડી. દારાએ કાશી આગળ શુજાને હરાવ્યો. એવામાં શાહજહાં સાજો થયો. પણ ભાઈઓના કજીઆ બંધ પડયા નહિ. ઔરંગજેબે મુરાદને પોતાના પક્ષમાં લઇને દારાને તથા તેના સરદાર જશવંતસિંહને હરાવ્યા. પછી શાહજહાં તથા મુરાદને કેદ કરી ઔરંગજેબ ગાદીએ બેઠો. શાહજહાં ૧૬૬૬ માં કેદમાં મરણ પામ્યો.

**જાહેર બાંધકામો**. શાહજહાંનું રાજ્ય જાહેર બાંધકામો માટે

પ્રખ્યાત છે. તેણે દિલ્હીમાં જુમા મસજીદ, તથા આગ્રામાં મોતી મસજીદ બંધાવી, તે નૂરજહાંના ભાઇ અસોફખાંની દીકરી મુમતાજ મહાલ સાથે પરણ્યો હતો. તે શાહજહાંને ઘણીજ ચાહતી હતી. ચૌદ વરસના ઘરવાસ પછી તે મરણ પામી. મરતી વખતે તેણે શાહજહાં પાસે માગ્યું કે મારા મરણ પછી તમારે કોઇ બીજી સ્ત્રી પરણવી નહિ, અને મારૂં નામ અમર રહે એવો એક રોજો બાંધવો. શાહજહાંએ તે વચન પાળ્યું અને જમના નદીને કાંઠે પ્રખ્યાત તાજમહેલનો રોજો બંધાવ્યો. તે આખી દુનીયામાં સૌથી કીમતી અને પ્રખ્યાત રોજો છે. તે સફેદ આરસનો બાંધેલો છે. અને તેમાં રત્ન જડીત ટીચાલો છે. તે હજુ આજેજ બાંધ્યો હોય તેવો નવો દેખાય છે. વળી તેણે ૬½ કરોડ રૂપીઆ ખરચીને હીરા, માણેક અને રત્ન જડીત મયુરાસન ( મોરના આકારનું તખ્ત ) કરાવ્યું હતું.

**गुणदोष.** શાહજહાં દયાળુ અને ભોળો હતો. તેની મા રજપુતાણી હતી. તેને મકાનો બાંધવાનો બહુ શોખ હતો. તેણે બહુ શાંતિથી રાજ્ય કર્યું. અને પ્રજાને પુત્ર સમાન પાળી. તે ધર્મ સંબંધી જુલમ કરતો નહિ. તેના વખતમાં પ્રજા આબાદ હતી.

**औरंगजेब.** ( ૧૬૫૮—૧૭૦૭ ) પિતાને કેદ કરીને આલમગીર નામ ધારણ કરી તે ગાદીએ બેઠો. ત્યાર પછી દારાની પાછળ પડ્યો, અને તેને પકડીને મારી નંખાવ્યો. શુજા હારીને આરાકાનમાં નાઠો. ત્યાં તે રખડીને મરણ પામ્યો. મુરાદને કેદખાનામાંજ મારી નંખાવ્યો. અને દારા તથા મુરાદના પુત્રો ગ્વાલીઅરમાં કેદ હતા તેમને પણ મારી નંખાવ્યા.

**आसामपर चढाइ.** ઔરંગઝેબના સરદાર મીર જુમ્લાએ ૧૬૬૨ માં આસામ ઉપર ચઢાઇ કરી. ત્યાંના રાજાએ ખંડણી આપવાનું કબુલ કર્યાથી તે પાછો આવતો હતો તેવામાં ખરાબ હવાને લીધે તે રસ્તામાં મરણ પામ્યો.

**धर्मनां बंड.** ધર્મ બાબતમાં ઔરંગઝેબ અકબરથી ઉલટો હતો. તેણે હિંદુઓ ઉપર જુલમ કરવા માંડ્યો, અને અકબરે કાઢી

નાખેલો જજીઆ વેરો પાછો લેવા માંડયો. આથી હિંદુઓના મન નારાજ થયાં અને મુસલમાની રાજ્યથી છૂટા પડવા બંડ કરવા લાગ્યા. પંજાબમાં નાનકપંથી લોકના ગુરૂ ગોવિંદસિંગ નીચે શીખ લોકોએ બંડ કર્યું. ઓરંગજેબે તેમને મહા મહેનતે વશ કર્યા. દિલ્હી પાસે નારનોલ ગામમાં સતરામી લોકોએ બળવો કર્યો તે તેણે મુશ્કેલીથી સમાવ્યો.

**રજપુતો સાથે લડાઇ.** જોધપુરનો રાજા જશવંતસિંહ કાબુલમાં મરણ પામ્યાથી તેનાં બાયડી છોકરાં જોધપુર આવતાં હતાં. તેને પાદશાહે દિલ્હીમાં કેદ કર્યાં, અને જોધપુર ખાલસા કરવાનો વિચાર કર્યો. આથી રાઠોડ રજપુતો સામા થયા. અને ઉદેપુરના રાણા રાજસિંહે તેમને મદદ કરી. તેણે ઔરંગજેબને પત્ર લખ્યો કે, " હિંદુ અને મુસલમાનનો ઇશ્વર એકજ છે. તમે મસજીદમાં પ્રાર્થના કરો છો અને અમે મંદિરમાં કરીએ છીએ. પણ બેઉ એકજ ઇશ્વરની પ્રાર્થના કરીએ છીએ. તમારા વડવા અકબર, જહાંગીર અને શાહજહાં, હિંદુ, મુસલમાન, ખ્રીસ્તી વગેરે સર્વને સરખા ગણતા, અને તેમના ઉપર માયાળુ હતા. પણ તમે હિંદુઓ ઉપર જુલમ ગુજારો છો." વગેરે શીખામણના શબ્દો લખ્યા પણ ઓરંગજેબે તે ઉપર કાંઇ ધ્યાન આપ્યું નહિ, અને જબરું લશ્કર લઇને રજપુતસ્થાનને પાયમાલ કરવાના ઇરાદાથી આવ્યો. રાજસિંહ ડુંગરોમાં ભરાયો. અને રાઠોડો તેમના સરદાર દુર્ગાદાસની સરદારી નીચે ખુબ જુસ્સાથી લડી પાદશાહને થકવવા લાગ્યા. તેના દીકરા અકબરને ફોડીને દુર્ગાદાસે પોતાના પક્ષમાં લઇ લીધો. ઔરંગજેબે દુર્ગાદાસને ફોડવા ઘણી યુક્તિઓ કરી, પણ તે ચળ્યો નહિ. તેવામાં દક્ષિણમાં મરાઠા બહુ બળવાન થઇ પડવાથી ઔરંગજેબને ચિંતા થવા લાગી. તેથી જશવંતસિંહનો કુંવર મોટો થાય ત્યારે તેને ગાદી સોંપવાનું કબુલ કરી તેણે સલાહ કરી.

**દક્ષિણપર ચઢાઇ.** દક્ષિણનાં મુસલમાન રાજ્યો જીતવાં એ ઓરંગજેબનો જન્મથી હેતુ હતો. તેણે તેના બાપના વખતમાં બેદર,

વરાડ, અને અહમદનગરનાં રાજ્યો જીત્યાં હતાં. હવે તેણે વીજાપુર અને ગોવળકોંડા લેવાનો વિચાર કર્યો. પચીશ વરસ સુધી તેના સરદારોએ ચઢાઇ કરી પણ કાંઇ વળ્યું નહિ. તેથી તે પોતે લશ્કર લઇને ગયો. આખરે તેણે ૧૬૮૮ માં તે બંને રાજ્યો જીતી લીધાં. પણ તેથી મરાઠાઓ ઉપર વીજાપુરના રાજ્યનો જે અંકુશ હતો તે ઉઠી ગયો, અને તેનાં નવરાં પડેલાં લશ્કર મરાઠાને મદદ આપનાર થઇ પડ્યાં.

**मराठा साथे लडाइ.** મરાઠાના સરદાર શિવાજીએ પાદશાહી મુલકમાં લુંટફાટ કરવા માંડી અને તેને બહુ હેરાન કરવા માંડ્યો. તેઓ નાસભાગ કરતાં લડતા અને ધાડાં પાડતા. તેથી મુસલમાનો તેમને પહોંચી શકતા નહિ, અને શિવાજીને ઔરંગજેબ તાબે કરી શક્યો નહિ. તેનો દીકરો સંભાજી નબળો અને મોજશોખી હોવાથી તેને ઔરંગજેબે પકડ્યો અને મારી નાંખ્યો, તથા તેનાં બાયડી છોકરાંને કેદ કર્યાં. પણ મરાઠા સરદારોએ શિવાજીના બીજા દીકરા રાજારામને ગાદીએ બેસાડ્યો. એમ મરાઠાએ ઔરંગજેબને ઘણો હેરાન કર્યો પણ વશ થયા નહિ. અને ઔરંગજેબ દક્ષિણમાંજ ૧૭૦૭ માં મરણ પામ્યો.

**गुणदोष.** તે ધર્માન્ધ મુસલમાન હતો. અને હિંદુઓને બહુ દુઃખ દેતો. તેણે તેમના ઉપર જજીઆવેરો નાંખ્યો, અને તેમની જાત્રાઓ તથા વરઘોડા બંધ કર્યા. તેમને નોકરીમાંથી કાઢી મૂક્યા. દેવમંદિરો તોડી નાંખ્યાં. હજારો મૂર્તિઓ લાવી પોતાના મહેલના પગથીઆમાં વાપરી. એમ હરેક રીતે તેમને હેરાન કર્યા. તેથી શીખ, મરાઠા, રજપુતો વગેરે બળવાન લોકો તેના દુશ્મન થયા, અને તેથી જ તેની પછી મોગલાઈ રાજ્યની પડતી થઇ. તે શૂરો, ઉદ્યોગી, દૃઢ મનનો, હિંમતવાન અને લડાઇમાં હુશીયાર હતો. પણ તે કપટી, અણવિશ્વાસુ, પક્ષપાતી, નિર્દય અને ધર્માંધ હતો. તે રાજ્યનો પૈસો પોતાના ખાનગી કામમાં વાપરતો નહિ, અને કોઇ કોઇ વાર પોતાના ખર્ચ માટે ટોપીઓ બનાવતો. ખાનગી વહેવારમાં તે સાદો હતો. તે

વિદ્વાન હતો અને કુરાન મોઢે બોલી જતો. તે દારૂ પીતો નહિ અને રોજાં કરતો. તે સંગીત અને નૃત્યને ચાહતો નહિ. તેણે મરતી વખતે પોતાના પાપનો બહુ પસ્તાવો કર્યો હતો.

તેને પાંચ દીકરા હતા. મોઆજ્જમ, આજીમ, કામબક્ષ, મહમદ અને અકબર. તેમાં પહેલા ત્રણ જીવતા હતા. તેઓએ ગાદીને માટે માંહોમાંહે લડાઇઓ કરી, પણ આખરે મોઆજ્જમ ગાદીએ બેઠો.

**बहादुरशाह.** ( ૧૭૦૭–૧૭૧૨ ). મોઆજ્જમ બહાદુરશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો. તેના રાજ્યની લગામ તેના વજીર જુલફીકારખાંના હાથમાં હતી. તેણે શિવાજીના દીકરા શાહુને પોતાને મદદ કરવાની શરતે કેદમાંથી છોડી મૂકયો. તેના વખતમાં રજપુત, મરાઠા વગેરે સ્વતંત્ર થઇ ગયા. રજપુતોએ તેની સત્તા માની નહિ અને જજીઆવેરો આપવો બંધ કર્યો. આથી તે તેમને વશ કરવા રજપુતાનામાં ગયો. પણ તેવામાં શીખ લોકોએ બંડ કર્યું. તેથી રજપુતો પાસેથી જજીઆવેરો નહિ લેવાનું કબુલ કરી તેમની સાથે સલાહ કરી તે શીખ લોકોને વશ કરવા પંજાબમાં ગયો. તેઓનો આગેવાન ગુરૂ બંધુ હતો. તેણે મુસલમાનોની કતલ કરી, મસજીદો તોડી, અને લુંટતો લુંટતો દિલ્હી સુધી જઇ પહોંચ્યો. બહાદુરશાહે શીખ લોકોને ઘેરી લીધા. અને હરાવ્યા. પણ બંધુ ડુંગરોમાં નાશી ગયો. તેવામાં લાહોરમાં મરણ પામ્યો.

**जहांदारशाह.** ( ૧૭૧૨–૧૭૧૩ ). તે પોતાના ભાઇ ભત્રીજાની કતલ કરી જુલફીકારખાંની મદદથી ગાદીએ બેઠો. પણ તેનો ભત્રીજો ફરોકશીર બચ્યો હતો. તેણે બંડ કરીને પાદશાહને તથા જુલફીકારખાંને મારી નાંખ્યા અને પોતે ગાદીએ બેઠો.

**फरोकशीर.** ( ૧૭૧૩–૧૭૧૯ ). તેને ગાદી મેળવવામાં મદદ કરનાર બહારનો સુબો સૈયદ હુસેન તથા અલ્હાબાદનો સુબો સૈયદ અબદુલ્લા હતા. તેના વખતમાં શીખ સરદાર બંધુએ પંજાબમાં લૂંટફાટ કરવા માંડી. તેને પકડીને ઘાતકીપણે મારી નાંખ્યો. પાદશાહ માંદો પડયો. તેને કોઇ દેશ વૈદ આરામ કરી શકયો નહિ, તેવામાં

કંપની તરફથી ડાકટર હેમીલ્ટન પાદશાહની મુલાકાતે આવ્યો. તેણે તેને સાજો કર્યો, તેથી પાદશાહ પાસેથી ઇનામમાં તેણે બંગાળામાં કેટલોક મુલક તથા વેપાર સંબંધી હક ઇસ્ટ ઇન્ડીઆ કંપનીને અપાવ્યા. પાદશાહે સૈયદોને દૂર કરવા ધાર્યું. તેથી તેઓએ તેને મારી નાંખ્યો. ત્યારપછી તેઓએ બે બાળકોને અનુક્રમે પાદશાહ બનાવ્યા. તેમને પણ મારીને બહાદુરશાહના પૌત્ર મહમદશાહને ગાદી આપી. તેથી સૈયદો "પાદશાહ બનાવનાર" એ નામથી ઓળખાય છે.

**મહમદશાહ.** ( ૧૭૧૯–૧૭૪૮ ). તે માત્ર નામનો પાદશાહ હતો. તેના વખતમાં સુબાઓ સ્વતંત્ર થઇ ગયા. દક્ષિણના સુબા નિઝામઉલમુલ્કે બંડ કર્યું, અને ૧૭૨૦ માં શાહપુર પાસે સૈયદ અબદુલ્લાને હરાવીને મારી નાંખ્યો. સૈયદ હુસેનને તે પહેલાં દગાથી મારી નાંખ્યો હતો. એ રીતે બંને ભાઇઓનો નાશ થયો. પછી થોડા વખતમાં નિઝામઉલમુલ્કે હૈદરાબાદમાં રાજગાદી સ્થાપી. ઇ. સ. ૧૭૨૪. તેના વંશજ હાલના નિઝામ છે. સાદતખાંએ અયોધ્યામાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. નવાબ અલીવર્દીખાન બંગાળા, બહાર અને ઓરીસા પચાવી બેઠો. રોહીલા લોકો રોહીલખંડમાં સ્વતંત્ર થઇ ગયા. આ બધા સુબા તથા નવાબો પાદશાહને માત્ર નામનો ઉપરી ગણતા.

**નાદીરશાહની સ્વારી.** ઇરાનના પાદશાહ નાદીરશાહે હિંદની પાદશાહીની આવી નબળી દશા જોઇને હિંદ ઉપર ચઢાઇ કરી. તેણે કર્નાલ પાસે ૧૭૩૯ માં મોગલ લશ્કરને હરાવ્યું. તેણે દિલ્હીના લોકોની કતલ કરાવી અને ૩૦ હજાર માણસોને મારી નાંખ્યા, ઘરો બાળ્યાં અને શહેર લૂંટી લીધું. ત્યાંથી તે અખૂટ ધન લઇ ગયો. શાહજહાંનું મયુરાસન તથા બાબરના વખતથી આજસુધીમાં એકઠો કરેલો પૈસો તથા ઝવેરાત લઇ ગયો. નાદીરશાહની સ્વારીથી દિલ્હીની પાદશાહી ઘણી નબળી પડી ગઇ.

**અહમદ દુરાનીની સ્વારી.** નાદીરશાહના મરણ પછી તેના ખજાનચી અહમદશાહ અબદલ્લીએ કંદહાર જીતી હિંદુસ્તાન ઉપર

ચઢાઇ કરી, પંજાબ કબજે કર્યું. પણ મહમદશાહના દીકરા અહમદ-શાહે તેને ૧૭૪૮ માં સરહિંદ પાસે હરાવ્યો. મોગલોએ મેળવેલી આ છેલ્લી ફતેહ હતી. મહમદશાહ ૧૭૪૮ માં મરણ પામ્યો.

**अहमदशाह.** ( ૧૭૪૮–૧૭૫૪ ). તેના વખતમાં રોહીલા લોકે બંડ કર્યું. તે તેના વજીર સફદરજંગે મરાઠાની મદદથી સમાવ્યું. એવામાં અહમદશાહ દુરાની ૧૭૫૨ માં બીજી વાર ચઢી આવ્યો. તેને પંજાબપ્રાંત આપીને પાછો કાઢ્યો. સફદરજંગને તે વાત ગમી નહિ, અને પાદશાહ સાથે તેને અણબનાવ થયો તેથી પાદશાહે નિઝામ ઉલમુલ્કના પૌત્ર ગાજીઉદ્દીનને વજીર બનાવ્યો. તેને પાદશાહ સાથે નહિ બનવાથી તેણે પાદશાહને મારી નાંખ્યો, અને તેના કાકા આલમ-ગીરને ગાદીએ બેસાડ્યો.

**आलमगीर.** ( ૧૭૫૪–૧૭૫૯ ). તે ૧૭૫૪ માં ગાદીએ બેઠો. અહમદશાહ દુરાનીએ પંજાબમાં સુબો રાખ્યો, તેને ગાજીઉદ્દીને કાઢી મૂક્યો. તેથી દુરાની ત્રીજીવાર ચઢી આવ્યો. તે દિલ્હી તથા મથુરા લૂંટી પાછો ગયો. ત્યાર પછી મરાઠાએ પંજાબ પ્રાંત પાછો જીતી લીધો. તેથી અહમદશાહ પાછો ચઢી આવ્યો. એવામાં ગાજીઉદ્દીને પાદશાહને મારી નાંખ્યો અને શાહ આલમને ગાદીએ બેસાડ્યો.

**शाहआलम.** ( ૧૭૫૯–૧૮૦૬ ). આ વખતે મરાઠાઓનું જોર ઘણું વધી ગયું હતું. તેઓએ નિઝામને ઉદગીરની લડાઈમાં હરાવીને તાબે કર્યો હતો. હવે તેમની બરાબર કોઇ સત્તા રહી નહોતી. તેથી તેમણે દિલ્હીની પાદશાહી મેળવવાની કોશીશ કરવા માંડી. તેમના સરદાર સદાશિવ ભાઉએ દિલ્હી કબજે કર્યું. પણ અહ-મદશાહ અબદાલીએ ૧૭૬૧ માં પાણીપતના મેદાનમાં તેમને સખ્ત હાર આપી. શાહઆલમે ૧૭૬૫ માં બંગાળા, બહાર અને ઓરિ-સ્સાનો પટો ઈંગ્રેજને આપ્યો. તે માત્ર નામનો પાદશાહ હતો. ઈ. સ. ૧૮૦૩ સુધી તે મરાઠાના કબજામાં રહ્યો. તેના વજીર ગુલામકાદરે તેને આંધળો કર્યો હતો. ૧૮૦૩ માં લૉર્ડ લેકે સિંધિયાને હરાવીને શાહઆલમને તેના બંધનમાંથી છોડાવ્યો. તે ૧૮૦૬ માં મરણ પામ્યો.

**अकबर बीजो.** (१८०६–१८३७). શાહઆલમની પછી તેનો દીકરો અકબર ગાદીએ બેઠો. તે તદ્દન નબળો હતો, અને ઈંગ્રેજ સરકારના આશ્રય તળે પેન્શન ખાઇને પડી રહેતો. તે ૧૮૩૭ માં મરણ પામ્યો.

**महमद बहादुरशाह.** (१८३७–१८५८). તે મોગલવંશનો છેલ્લો પાદશાહ હતો. તેણે ૧૮૫૭ ના બળવામાં ભાગ લીધાથી ઈંગ્રેજ સરકારે તેને પકડી રંગુનમાં કેદ કર્યો. અને તેના બે દીકરાને તોપને ગોળે ઉડાવ્યા. બહાદુરશાહ ૧૮૬૨ માં મરણ પામ્યો અને મોગલાઇ રાજ્યની સમાપ્તિ થઇ.

**मोगल राज्यनी पडतीनां कारणो.** ઔરંગજેબ મુઆપછી મોગલરાજ્યની પડતી દશા બેઠી. પણ તેનું બીજ રોપનાર તે જ હતો. કારણકે તેણે હિંદુઓ ઉપર જજીઆવેરો નાંખ્યો અને ઘણો જુલમ કર્યો, તેથી જે હિંદુઓ અકબર, જહાંગીર તથા શાહજહાંના વખતમાં મિત્ર જેવા હતા તે ઔરંગજેબના દુસ્મન થયા. પણ તે ઘણો હુશીઆર, દગાબાજ અને જોરાવર હતો. તેથી તેના અમલમાં હિંદુઓ કાંઇ હરકત કરી શકયા નહિ, તેના મુઆ પછી નબળા પાદશાહો થયા, ત્યારે રજપુતો, શીખ, મરાઠા વગેરે લોકોએ પાદશાહીનો પાયો ડગાવી નાંખ્યો. વળી સુબાઓ સ્વતંત્ર થઇ ગયા, અને છેલ્લા ત્રણ પાદશાહો તો માત્ર નામનાજ હતા. વળી નાદીરશાહ તથા અહમદ દુરાનીની નાશકારક સ્વારીઓએ પણ પાદશાહીને ઘણી નબળી કરી નાંખી.

મોગલોની પડતીના વખતમાં નિજામ, મરાઠા, અયોધ્યાનો નવાબ, શીખ અને રજપુતો એ છ મુખ્ય સત્તાઓ હતી. તેમાં સૌથી બળવાન મરાઠા હતા, પણ તેઓને પૂરી પડે એવી એક નવી સત્તા જાગી–તે સત્તા ઈંગ્રેજી પ્રજા હતી. તેઓએ મરાઠા સાથે ચાર વિગ્રહ કર્યા, અને આખરે તેમને હરાવીને હિંદના ધણી થયા. માટે ઇંગ્રેજોએ હિંદનું રાજ્ય મોગલો પાસેથી નહિ પણ મરાઠા પાસેથી એટલે કે હિંદુઓ પાસેથી લીધું છે.

# પ્રકરણ ૧૧ મું.

## મુસલમાની સમયમાં હિંદની સ્થીતિ.

મોગલ પાદશાહી પહેલાં પઠાણ પાદશાહોએ હિંદુસ્તાનમાં ૩૨૦ વરસ રાજ્ય કર્યું હતું. તેઓમાં હિંદુઓને સુખ આપનાર કોઇ ભાગ્યેજ થયો હશે, તેમણે હિંદુઓનાં દેવળો તોડયાં, તેઓને લુંટયા, તથા વટલાને મુસલમાન કર્યાં અને ગુલામ કર્યા. દેશમાં ચોર, લુંટારા ઘણાજ વધી ગયા, અને કોઇના જાનમાલની સહીસલામતી નહોતી, તેઓમાં માત્ર કુતબુદ્દીન, ગ્યાસુદ્દીન અને ફીરોઝુદ્દીન, ન્યાયી, ધર્મી અને ભલા પાદશાહ હતા. તોપણ તેઓના ભલાપણાનો લાભ હિંદુઓ કરતાં મુસલમાનોને વધારે મળતો.

મોગલોના સત્તર પાદશાહોમાં પહેલા ૭ પ્રખ્યાત હતા. તેઓમાં મહા અકબર સૌથી સરસ થયો. તેણે હિંદુઓ ઉપરથી જજીઆવેરો તથા જાત્રાવેરો કાઢી નાંખ્યો. હિંદુ રાજાઓની દીકરીઓને પરણીને તેમને મિત્ર બનાવ્યા. તેણે હિંદુ મુસલમાનને સરખા ગણી બંનેને સુખ આપ્યું. શાહજાહાં પણ ભલો પાદશાહ હતો. પણ ઔરંગઝેબે હિંદુઓ ઉપર ઘણો જુલમ કર્યો, અને તેમને દુશ્મન બનાવ્યા. તેની પછીના રાજા નબળા થયા. અને રાજ્યની લગામ આપમતલબી વઝીરોના હાથમાં હતી. અકબર પછીના પાદશાહો મોજશોખમાં વખત ગાળતા, અને પ્રજાના કલ્યાણ માટે કંઇપણ કાળજી રાખતા નહિ.

મુસલમાન પાદશાહોની રાજગાદી હિંદમાંજ હોવાથી દેશનો પૈસો દેશમાંજ રહેતો. તેઓ ઉંચા પ્રકારની કારીગરીને ઘણું ઉત્તેજન આપતા. તેઓના સમયમાં હિંદુઓ પરદેશ જતા અટક્યા, અને જ્ઞાતિબંધન મજબુત થયું. રજપુતોમાં ઓઝલ પડદાની રીત દાખલ થઇ. જોકે ચીન, જાવા વગેરે પૂર્વ દેશોનો વેપાર બંધ પડયો હતો, તોપણ પશ્ચિમ તરફનો વેપાર ચાલતો થયો હતો. કેમકે પોર્તુગીઝ, ઇંગ્રેજ,

ફ્રેંચ, વલંદા વગેરે લોકો હિંદમાં વેપાર કરવાને આવ્યા. તેથી વેપારને સારૂં ઉત્તેજન મળ્યું. તેઓમાં ફ્રેંચ તથા ઇંગ્રેજોએ વેપારની સાથે મુલક મેળવવાને પણ હરિફાઇ કરવા માંડી. તેમાં આખરે ઇંગ્રેજો ફાવ્યા, અને હિંદના રાજ્યકર્તા થયા.

---

## પ્રકરણ ૧૨ મું.

---

### મરેઠી રાજ્ય. ૧૬૬૪–૧૮૪૮.

**શિવાજી.** ( ૧૬૬૪–૧૬૮૦ ). અહમદનગરના રાજ્યમાં જાદવરાય કરીને સરદાર હતો. તેની મદદથી શિવાજીનો દાદો માલોજી પાંચ હજાર સવારોનો સરદાર થયો. તે ઉદેપુરના રાણાના વંશનો હતો એમ કહેવાય છે. માલોજીનો દીકરો શાહાજી જાદવરાયની દીકરી જીજીબાઇ વેરે પરણ્યો હતો. તેનો દીકરો શિવાજી મરેઠી રાજ્યનો સ્થાપનાર થયો. તે ૧૬૨૭માં જન્મ્યો હતો. શાહાજીને બે જાગીરો હતી. એક સતારાની દક્ષિણે અને બીજી તંજાવરમાં. શિવાજીને ઉછેરનાર દાદાજી કોંડદેવનામે બ્રાહ્મણ હતો. તેણે શિવાજીને વિદ્વાન બનાવ્યો નહિ, પણ તેને રાજનીતિ તથા યુદ્ધકળા બહુ સારી રીતે શીખવી. તેની મા પણ તેને શૂરવીર બનાવે તેવો ઉપદેશ આપતી. તે વીરરસ કાવ્યો સાંભળતો, અને તેથી તેને પ્રાચીન વીરપુરૂષો જેવાં પરાક્રમો કરવાની ઉત્કંઠા થઇ. તેણે જુવાન સોબતીઓનું ટોળું જમાવ્યું. અને આસપાસ લૂંટફાટ કરવા માંડી. તે લૂંટમાંથી તેના સોબતીઓને ભાગ આપતો, તેથી તેમને પગાર આપવાની જરૂર પડતી નહિ. તેણે વીશ વરસની ઉમરે વીજાપુરના રાજ્યના પુરંદર તથા બીજા કિલ્લા જીતી લીધા. આ વખતે તેનો બાપ વીજાપુરના રાજ્યમાં નોકર હતો, તેથી ત્યાંના રાજાએ શાહાજીને કેદમાં નાંખ્યો. પણ શિવાજીએ શાહજહાંની મદદથી તેને છોડાવ્યો, અને પાછી લૂંટફાટ કરવા માંડી. ત્યારે વીજાપુરના રાજાએ અફ્જલખાં નામે

સરદારને લશ્કર આપીને મોકલ્યો. પણ શિવાજીએ તેને કહેવડાવ્યું કે "જો તમે મને એકલા હથીયાર વગર મળો તો હું તમારે શરણે થઇશ." તેથી અફજલખાં હથીયાર વગર તેને મળવા ગયો. પણ શિવાજીએ વાઘનખ તથા કટાર પોતાની બાંયમાં સંતાડી રાખ્યાં હતાં તે વડે તેના પ્રાણ લીધા. અને તેનાં માણસો ઝાડીમાં સંતાઇ રહ્યાં હતાં. તે મુસલમાન લશ્કર ઉપર એકદમ તૂટી પડયાં, અને તેમને નસાડયા. આખરે વીજાપુરના રાજાએ તેને મરાઠાઓના રાજા તરીકે કબુલ કર્યો.

ઔરંગઝેબને પણ મરાઠાઓની ચઢીઆતી જોઇને ડર લાગ્યો. તેથી તેણે પોતાના મામા સાહિસ્તખાંને લશ્કર આપી શિવાજીનો નાશ કરવા મોકલ્યો. પણ શિવાજીએ છાનામાના તેના મુકામમાં પેશી, તે સુતો હતો તેના ઉપર ઘા કર્યો. સાહિસ્તખાંની બે આંગળીઓ કપાઇ ગઇ, પણ તે બારીમાંથી બહાર કૂદી પડયો. શિવાજી પણ ત્યાંથી નાશી ગયો. પણ મુસલમાનો એટલા ગભરાયા કે પુના છોડીને જીવ લઇ નાશી ગયા.

ત્યારપછી ૧૬૬૩માં શિવાજીએ સુરત લૂટયું. અને ૧૬૬૪માં તેનો બાપ મરણ પામ્યો. તેથી તે ગાદીએ બેઠો, અને પોતાના નામના સિક્કા પડાવ્યા.

ઔરંગઝેબે તેને વશ કરવાને લશ્કર મોકલ્યું. પણ શિવાજી એવા મોટા લશ્કર સામે લડી શકે તેમ ન હોવાથી તેણે પુરંદર મુકામે સલાહ કરી. તેથી તેણે પાદશાહનો જીતેલો મુલક પાછો આપ્યો, અને પાદશાહે તેને દક્ષિણના અમુક પ્રાંતોમાં ચોથ લેવાની રજા આપી. ત્યારપછી ઔરંગઝેબે તેને દિલ્હી તેડાવ્યો તેથી તે ત્યાં ગયો. પણ તેને પાદશાહે કપટથી કેદ કર્યો. શિવાજી તેના કરતાં ઓછો કપટી નહોતો. પોતે માંદો છે એમ વાત ફેલાવી તે સાધુ-સંતને મીઠાઇ વહેંચવા લાગ્યો. એક દીવસે તે મીઠાઇના ટોપલામાં બેશી યુકિતથી નાશી ગયો, અને સાધુને વેશે ફરતો ફરતો પોતાના રાજ્યમાં જઇ પહોંચ્યો.

ઇ૦ સ૦ ૧૬૭૪ માં તેણે રાયગઢમાં ફરીથી રાજ્યાભિષેક કરાવી સોનાનું તુલાદાન કર્યું. તેણે કર્ણાટક લગીનો દેશ જીતી લીધો, અને તંજાવરની જાગીર તેના ભાઇ વ્યંકાજીને આપી. તે ૧૬૮૦ માં મરણ પામ્યો.

**ગુણદોષ.** તે શૂરો, યુક્તિબાજ, ચતુર અને રાજનીતિ કુશળ પુરૂષ હતો તેને હિંદુધર્મનું ઘણું અભિમાન હતું તે કહેતો કે ગાય અને બ્રાહ્મણનું રક્ષણ કરવા માટે તેનો અવતાર છે. તે જીતેલા મુલકનો સારો બંદોબસ્ત રાખતો. મરેઠી રાજ્યમાં તેના જેવો વીર પુરૂષ કોઇ થયો નથી. તેને શંભાજી અને રાજારામ એ બે દીકરા હતા.

**शंभाजी.** ( ૧૬૮૦–૧૬૮૯ ) તે તેના બાપ જેવો બહાદુર હતો, પણ મૂર્ખ તથા મોજશોખી હતો. કલુષા નામે બ્રાહ્મણની ખરાબ સોબતમાં પડી તેણે રાજ્યની ખરાબી કરી. એક વખત તે બંને બગીચામાં નીશો કરી બેઠા હતા તેવામાં ઔરંગઝેબે તેમને પકડી લીધા. પાદશાહે તેને મુસલમાન થવાનું કહ્યું. ત્યારે તેણે કહ્યું કે તારી શાહજાદી પરણાવે તો થાઉં. એમ કહીને તેણે પેગંબરને પણ ગાળો દીધી, તેથી પાદશાહે તેને મારી નાખ્યો, અને તેનાં બાયડી તથા છોકરાને કેદ કરી દિલ્હી લઇ ગયો.

**राजाराम.** ( ૧૬૮૯–૧૭૦૦ ) શંભાજીના મરણથી મરાઠા નરમ પડયા નહિ, પણ વધારે ઉશ્કેરાયા અને તેના ભાઇ રાજારામને ગાદીએ બેસાડયો. ઔરંગઝેબે રાયગઢને ઘેરો ઘાલ્યો, પણ રાજારામ ત્યાંથી નાશી જઇ જીંજીગઢમાં ભરાયો. તેથી ઔરંગઝેબે તે કિલ્લો લેવા ૧૬૯૧માં જુલફીકારખાંને મોકલ્યો. તેણે સાત વરસ લડી તે કિલ્લો જીત્યો; પણ રાજારામ ત્યાંથી લાંચ આપી નાશી ગયો અને સતારે આવી રાજધાની કરી. એવામાં ૧૭૦૦ માં તે મરણ પામ્યો.

**शिवाजी बीजो.** ( ૧૭૦૦–૧૭૦૮ ) રાજારામની સ્ત્રી તારાબાઇ પોતાના પુત્ર શિવાજીને ગાદીએ બેસાડી રાજ્યકારભાર કરવા લાગી. ઔરંગઝેબના મરણ પછી શંભાજીનો દીકરો શાહુ દિલ્હીથી છૂટી રાજ્ય લેવા સતારે આવ્યો. પણ તારાબાઇએ વાંધો

લીધો કે તે શંભાજીનો દીકરો નથી પણ કોઇ ધુતારો છે. પણ ઘણા મરાઠા સરદારો શાહુના પક્ષમાં ભળવાથી તારાબાઇ કોલ્હાપુરમાં જઇ રહી. અને શાહુ સતારાની ગાદીએ બેઠો. તેથી સતારા અને કોલ્હાપુર એમ મરાઠી રાજ્યની બે શાખાઓ થઇ.

**शाहु.** (૧૭૦૮–૧૭૪૮) એ મોગલ દરબારમાં ઉછરવાથી મોજ શોખી થઇ ગયો હતો, તેથી બાલાજી વિશ્વનાથ નામે બ્રાહ્મણને પોતાનો પ્રધાન એટલે પેશ્વા બનાવી ૧૭૧૪ માં તેને રાજકારભાર સોંપ્યો. હવેથી રાજ્યમાં પેશ્વા કરતાકારવતા થયા, અને મરાઠા માત્ર નામના રાજા થયા. બાલાજીએ શાહુનું રાજ્ય ઘણું વધાર્યું. તે ૧૭૨૦ માં મરણ પામ્યો, તેથી શાહુએ તેના મોટા દીકરા બાજીરાવને પેશ્વાઇ આપી. બાજીરાવ પણ બહાદુર હતો. તેણે પણ રાજ્યમાં ઘણો વધારો કર્યો. તે ૧૭૪૦માં મરી જવાથી તેનો મોટો દીકરો બાલાજી પેશ્વા થયો. શાહુ ૧૭૪૮માં અપુત્ર મરણ પામ્યો. તેથી શીવાજી બીજાનો દીકરો રામરાજા ગાદીએ બેઠો,

**रामराजा** (૧૭૪૮–૧૭૭૭) તેને પેશ્વાથી સ્વતંત્ર થવાનું મન હતું, પણ બાલાજીએ શાહુના વખતમાં પેશ્વાનો હોદ્દો વંશપરંપરાનો કરાવ્યો હતો, તેથી રામરાજાનું કાંઇ ચાલ્યું નહિ. તેથી સતારાની આસપાસનો કેટલોક મુલક રાખી બાકીના રાજ્ય ઉપર પેશ્વાને કારભાર કરવા દીધો. પેશ્વાએ પુનામાં રાજધાની કરી. હવે નવા પેશ્વાને પાઘડી બંધાવવાનું કામ માત્ર રાજાના હાથમાં રહ્યું. રામરાજા ૧૭૭૭ માં મરણ પામ્યો.

**मरेठी राज्यनी आखर.** રામરાજાની પછી તેનો દત્તક પુત્ર શાહુ બીજો ગાદીએ બેઠો. તે પેશ્વાના બંધનમાંથી છૂટો થવા યત્ન કરતો હતો, તેથી પેશ્વાએ ૧૮૦૧ માં તેને તથા તેના બે દીકરાને કેદમાં નાંખ્યા. શાહુ ૧૮૧૮માં કેદખાનામાં મરણ પામ્યો. તેના પછી તેના પુત્ર પ્રતાપસિંગ ઉર્ફે બાળા સાહેબને ૧૮૧૯ માં સતારાની ગાદીએ બેસાડયો. ૧૮૩૭ માં તેના ઉપર ફીતુરનું તહોમત આવ્યાથી ઇંગ્રેજ સરકારે તેને ગાદીએથી ઉઠાડી મૂકીને તેના ભાઇ

આપા સાહેબને બેસાડયો. તે ૧૮૪૮માં અપુત્ર મરણ પામ્યો તેથી ઇંગ્રેજ સરકારે તેના દત્તપુત્ર રાજારામ ભોંસલેને ૫૦ હજારનું વર્ષાસન બાંધી આપી સતારાનું રાજ્ય ૧૮૪૯માં ખાલસા કર્યું. પણ કોલ્હાપુરનું રાજ્ય હજુસુધી ટકી રહ્યું છે.

## પ્રકરણ ૧૩ મું.

### પેશ્વાવંશ. ૧૭૧૪–૧૮૧૮.

**बालाजी विश्वनाथ.** ( ૧૭૧૪–૧૭૨૦ ). બાલાજીએ શાહુને ગાદી અપાવવામાં મદદ કરી હતી, તેથી તેણે ૧૭૧૪માં તેને પેશ્વા બનાવ્યો. તેણે મરેઠી રાજ્ય વધાર્યું. તેણે ૧૮૧૯માં મહમદશાહના વજીર સૈયદહુસેનને મદદ આપી, તેના બદલામાં દક્ષિણની ચોથ તથા સરદેશ મુખી, અને પુના અને સતારા વચ્ચેના મુલકના સ્વરાજ્યયનો હક મેળવ્યો. તે ૧૭૨૦માં મરણ પામ્યો. તેને બે દીકરા હતા. બાજીરાવ અને ચીમનાજી.

**बाजीराव.** ( ૧૭૨૦–૧૭૪૦ ). બાલાજીના વખતમાં મરેઠી લશ્કરનો સેનાપતિ ખંડેરાવ દાભાડે હતો, અને તેનો એક બહાદુર સરદાર દામાજી ગાયકવાડ હતો. તે બેઉ મરણ પામતાં ખંડેરાવની જગા તેના દીકરા ત્રંબકરાવને અને દામાજીની જગા તેના ભત્રીજા પીલાજીને આપી. તેણે પોતાના ઘોડેસ્વાર મલ્હારજી હોલ્કર અને પગરખાં સાચવનાર રાણોજી સિંધિયાને વધાર્યા. નિઝામઉલમુલ્ક બાજીરાવનો દુશ્મન હતો. તેણે બ્રાહ્મણોની સામા મરાઠાઓને ઉશ્કેર્યા. તેમનો આગેવાન સેનાપતિ ત્રંબકરાવ હતો. તેને બાજીરાવે ડભોઇ આગળ ૧૭૩૪માં હરાવીને માર્યો.

હિંદુસ્તાનમાં આર્યરાજ્ય સ્થાપવાનો શિવાજીનો વિચાર હતો, તે વિચાર પાર પાડવાને બાજીરાવે મહેનત કરી. તે મોટું લશ્કર એકઠું કરી દિલ્હીપર ચઢાઇ કરવા ચાલ્યો, તેથી પાદશાહે ડરીને નિઝામની મદદ

માગી. પણ બાજીરાવે નિઝામને ભોપાળ પાસે સખત હાર પમાડી. તેથી તેણે માળવા, નર્મદા અને ચંબલ વચ્ચેનો મુલક તથા ૫૦ લાખ રૂપિયા પાદશાહ પાસેથી આપવાનું કબુલ કર્યું. બાજીરાવના ભાઇ ચીમનાજી આપાએ પોર્તુગીઝ પાસેથી સાષ્ઠી, વસાઇ વગેરે જીત્યાં અને રઘુજી ભોંસલેએ વરાડ જીત્યો. બાજીરાવ ૧૭૪૦માં મરણ પામ્યો. તે બહાદુર અને શુરો હતો. તેણે દિલ્હીની પાદશાહી તોડી ત્યાં હિંદુ રાજ્ય સ્થાપવાનો ઇરાદો કર્યો હતો. તે સ્વદેશાભિમાની તથા નિષ્પક્ષપાતી હતો, અને ગુણવાનની બુજ જાણનાર હતો. તે ભણેલો અને બુદ્ધિવાન હતો. તેણે મરેઠી રાજ્ય ઘણું વધાર્યું, પણ જીતેલા મુલકનો બંદોબસ્ત શિવાજીની પેઠે રાખી શકતો નહોતો એ તેની ખોડ હતી.

**मरेठी राज्य समुदाय.** બાજીરાવના મરણ વખતે વરાડમાં રઘુજી ભોંસલે, ગ્વાલીયરમાં રાણાજી સિંધિયાનો પુત્ર જયાપા સિંધિયા, ઇંદોરમાં મલ્હારરાવ હોલ્કર, ધારમાં આણંદરાવ પુવાર, વડોદરામાં દામાજી ગાયકવાડ, અક્કલકોટનાં ફત્તેસિંહ ભોંસલે, એ રાજ્ય કરતા સરદારો હતા. તેઓ પોતાની જાગીરના બદલામાં લશ્કર લઇને પેશ્વાની મદદે આવતા,

**बालाजी बोजो.** ( ૧૭૪૦–૧૭૬૧ ) બાજીરાવ બે પુત્રો મૂકી મરણ પામ્યો હતો. બાલાજી અને રાધોબા. તેમાંથી મોટો બાલાજી પેશ્વા થયો. તેણે ૧૭૫૮ માં કર્ણાટકના નવાબ તથા મહીસુરના હિંદુ રાજા પાસેથી ખંડણી લીધી. તેજ સાલમાં દામાજી ગાયકવાડે અમદાવાદ લીધું. ૧૭૬૦ માં સદાશિવ ભાઉએ મોટું સૈન્ય લઇ નિઝામ ઉપર સ્વારી કરી અને ઉદગીર આગળ હરાવ્યો, અને તેની પાસેથી પુષ્કળ ધન તથા મુલક લીધો.

**पाणीपतनु युद्ध.** ૧૭૫૮ માં રાધોબાએ પંજાબ ઉપર ચઢાઇ કરી અહમદ દુરાનીએ રાખેલા સુબાને કાઢી મૂકયો. તેથી પેશ્વાને સજા કરવાને દુરાની જબરૂં લશ્કર લઇ હિંદમાં આવ્યો. રોહીલા તથા અયોધ્યાનો નવાબ અને બીજા મુસલમાનો દુરાનીની મદદે આવ્યા.

અને હોલ્કર, સિંધિયા, ગાયકવાડ વગેરે મરેઠી સરદારો તથા ભરતપુરનો જાટ રાજા સુરજમલ્લ અને રજપુત રાજાઓ પેશ્વાના પક્ષમાં હતા, મરેઠી સૈન્યનો ઉપરી સદાશિવ ભાઉ ઉદગીરની લડાઇમાં ફતેહ પામ્યાથી ઉન્મત્ત થયો હતો, તે અભિમાની અને અવિચારી હતો. મરેઠી સરદારોનો વિચાર શિવાજીની પદ્ધતી પ્રમાણે લડાઇ કરવાનો હતો, એટલે કે સામી લડાઇ ન કરતાં આસપાસનો મુલક ઉજ્જડ કરવો અને ઘાસ તથા દાણાનો તોટો પાડવો. પણ અભિમાની ભાઉની મરજી રણક્ષેત્રમાં દુરાનીને હરાવીને કીર્તિ મેળવવાની હતી, પણ આ વિચાર મૂર્ખાઇ ભરેલો હતો, કેમકે દુરાનીનું લસ્કર ઘણું બળવાન હતું. આ પ્રમાણે મતભેદ પડયાથી સુરજમલ તથા રજપુતો રીસાઇને ચાલ્યા ગયા. પછી પાણીપતના મેદાનમાં ૧૭૬૧માં મહાભારત યુદ્ધ થયું. તેમાં સદાશિવ ભાઉ તથા બાલાજીનો દીકરો વિશ્વાસરાવ મરાયા, અને કુલ બે લાખ મરાઠા માર્યા ગયા. અહમદશાહ ફતેહ પામ્યો અને પંજાબ કબજે કરી પાછો ગયો. પેશ્વા આ દુઃખદાયક પરિણામથી ખેદ પામીને મરણ પામ્યો, તે બહાદુર, પક્કો, પણ આળસુ અને રંડીબાજ હતો, તેને ત્રણ પુત્રો હતા. વિશ્વાસરાવ, માધવરાવ, નારણરાવ.

**માધવરાવ.** ( ૧૭૬૧–૧૭૭૨ ). બાલાજીનો મોટો દીકરો વિશ્વાસરાવ પાણીપતની લડાઇમાં મરાયાથી બીજો પુત્ર માધવરાવ ગાદીએ બેઠો. તે માત્ર ૧૭ વરસની ઉમરનો હતો, તેથી તેનો કાકો રાઘોબા રાજકારભાર ચલાવતો હતો. ૧૭૬૩માં નિઝામઅલી પૂના લૂંટવા આવ્યો, પણ રાઘોબા તથા માધવરાવે તેને હરાવીને કાઢી મૂક્યો. આ વખતે માધવરાવે લડવામાં ઘણી બહાદુરી બતાવી હતી. ૧૭૬૪ માં પેશ્વાએ હૈદરઅલીને હરાવીને કેટલોક મુલક તથા ૩૨ લાખ રૂપીઆ દંડ લીધો. જંકોજી સિંધિયાના પુત્ર મહાદજીએ ૧૭૬૯ માં રોહીલા તથા રજપુત રાજ્યો પાસેથી ખંડણી લીધી, અને દિલ્હીના પાદશાહ શાહઆલમને બજે કર્યો, ૧૭૭૨ માં ચેરકુલીની લડાઇમાં હૈદરને પેશ્વાએ ફરીથી હરાવ્યો અને ખંડણી કબુલ કરાવી. તે ૧૭૭૨ માં મરણ પામ્યો.

**गुणदोष.** માધવરાવ બહાદુર, ડાહ્યો, દૃઢ મનનો અને લોકોનું ભલું કરનાર હતો. તેણે પડતી પેશ્વાઇનો પુનરૂદ્ધાર કર્યો. પણ તેના અકાળ મૃત્યુથી રાજ્યની ખરાબી થઇ. તેના વખતમાં રામશાસ્ત્રી ન્યાયાધીશ, ત્ર્યંબકમામા અને હરિપંત સરદારો, અને સખારામ બાપુ તથા નાના ફડનવીસ પ્રખ્યાત કારભારીઓ હતા.

**नारायणराव.** ( ૧૭૭૨–૭૩ ). માધવરાવની પછી તેનો ભાઇ નારાયણરાવ ગાદીએ બેઠો. રાઘોબાએ રાજ્ય લેવાના લોભથી પોતાની સ્ત્રી આનંદીબાઇની ઉશ્કેરણીથી નારાયણરાવને મારી નાખ્યો. આથી નાના ફડનવીસ વગેરે કારભારીઓ તેના સામા થયા. એવામાં નારાયણરાવની સ્ત્રીને પુત્ર જન્મ્યો. તેને સરદારોએ ગાદીએ બેસાડ્યો, તેથી રાઘોબાની આશા પડી ભાગી.

**सवाइ माधवराव.** ( ૧૭૭૪–૧૭૯૫ ) રાઘોબાએ રાજ્ય મેળવવા માટે ઇંગ્રેજની મદદ માગી. આથી ઇંગ્રેજે પેશ્વા સામે વિગ્રહ આરંભ્યો. ( જુઓ મરેઠી ૧ લો વિગ્રહ. લૉર્ડ વૉરન હેસ્ટિંગ્સના વખતમાં ). આખરે ૧૭૮૨ માં સાલબાઇ મુકામે સલાહ થઇ, અને રાઘોબાને પેન્શન આપવાનો ઠરાવ થયો.

મહાદજી સિંધિયા ૧૭૯૪ માં મરી ગયો, તેની જગાએ દોલતરાવ સિંધિયા થયો. નિઝામ ચડેલી ખંડણી આપતો નહોતો, તેથી તેને ૧૭૯૫ માં કુરદલાની લડાઇમાં હરાવી તેની પાસેથી ત્રણ કરોડ રૂપીઆ તથા કેટલોક મુલક લીધો. રાઘોબાના પુત્ર બાજીરાવને નાનાફડનવીસે કેદ કર્યો હતો. તેને છોડવાને માધવરાવે નાના ફડનવીસને કહ્યું, પણ તેણે છોડ્યો નહિ, તેથી માધવરાવે મહેલની અગાશીથી પડતું મૂકી આપઘાત કર્યો.

**बाजीराव बीजो.** ( ૧૭૯૫–૧૮૧૮ ). સવાઇ માધવરાવને પુત્ર નહિ હોવાથી રાઘોબાનો દીકરો બાજીરાવ પેશ્વા થયો. તે બાચલો અને અવિચારી હોવાથી તેણે પેશ્વાનું રાજ્ય પાયમાલ કર્યું. ઇ. સ. ૧૮૦૦ માં નાના ફડનવીસ મરણ પામ્યો. અને તેની સાથે

પેશ્વાની બધી સત્તા પડી ભાંગી. સિંધિયા, હોલ્કર વગેરે સ્વતંત્ર થયા, અને માંહોમાંહે લડવા લાગ્યા. બાજીરાવ સિંધિયાના પક્ષમાં હતો. તેથી જશવંતરાવ હોલ્કરે પુના ઉપર ચઢાઇ કરી બાજીરાવને નસાડી મૂક્યો. તેણે ઇંગ્રેજને શરણે જઈને ૧૮૦૨ માં વસાઈ મુકામે સલાહ કરી. તેથી સિંધિયા તથા ભોંસલે બેઉ નારાજ થયા, અને તેઓએ ઈંગ્રેજ સામે વિગ્રહ કર્યો. (જુઓ મરાઠા બીજો વિગ્રહ. લૉર્ડ વેલેસ્લીના વખતમાં), બાજીરાવે વસાઇના કરાર કર્યા હતા, પણ તે પાળવાને ખુશી ન હતો. તેથી ત્રીંબકજી ડેંગ્લેની ઉશ્કેરણીથી પાછો ઈંગ્રેજ સામે કાવતરાં કરવા લાગ્યો. તેથી ૧૮૧૮ માં છેલ્લા મરેઠી વિગ્રહમાં તેને હરાવી તેનું રાજ્ય ઈંગ્રેજ સરકારે ખાલસા કર્યું. ને આઠ લાખ રૂપીઆનું વર્ષાસન બાંધી આપી તેને કનોજની પાસે બિઠુરમાં રાખ્યો. ( જુઓ મરાઠી ૪ થો વિગ્રહ. લૉર્ડ હેસ્ટિંગ્સનાં વખતમાં. ) તે ૧૮૫૩ માં મરણ પામ્યો. તેનો દત્ત પુત્ર નાનાસાહેબ હતો. બાજીરાવને મળતું પેન્શન તેને આપવાનું બંધ કર્યું તેથી તે ૧૮૫૭ ના મહાન બળવામાં આગેવાન થયો. તે ઘણા ઈંગ્રેજોને ક્રૂર રીતે મારી નાંખીને નાશી ગયો. એ રીતે પેશ્વાવંશનો અંત આવ્યો

**મરેઠાની પડતીનાં કારણો.** મરાઠા રાજ્ય વધારતા ગયા. પણ તે સાચવવાને પુરતી કાળજી રાખતા નહોતા. તેઓ લુંટફાટ કરી પૈસા મેળવવાનીજ દાનત રાખતા. ૧૭૬૧ માં પાણીપતના યુદ્ધમાં હારવાથી તેઓનું જોર ઘણું નરમ પડી ગયું. ઘણાખરા રાજાઓ મોજશોખમાં પડીને રાજકાજમાં ઓછું ધ્યાન આપતા. પાછલા રાજાઓમાં શિવાજી અને બાજીરાવ જેવા કોઇ વીર પુરૂષો થયા નહિ, પણ બાજીરાવ બીજાના જેવા બાયલા રાજા થયા. સરદારો માંહોમાંહે વેર રાખી લડી મૂઆ, અને આપમતલબી થયા, તેથી જુદાં જુદાં રાજ્યો થયાં. ઈંગ્રેજી સત્તા વધતી જતી હતી, છતાં તેની સાથે લડવાથી પડતી થઇ.

# ભાગ ૨ જો.

## પ્રકરણ ૧ લું.

## હિંદમાં અંગ્રેજી રાજ્ય.

### હિંદમાં યુરોપીયન પ્રજાઓ.

પંદરમા સૈકાની આખર સુધી હિંદનો માલ આરબ તથા તુર્ક વેપારીઓ લઇ જતા, અને ભૂમધ્ય સમુદ્રને રસ્તે તે માલ વેનીસ અને જીનોઆના વેપારીઓ યુરોપના બીજા દેશોને પૂરો પાડતા. પણ એવી રીતે ફરતો ફરતો આવેલો માલ યુરોપના લોકોને ઘણો મોંઘો પડતો. તેથી તેઓએ હિંદુસ્તાનથી બારોબાર માલ લાવવાને જળમાર્ગ શોધી કાઢવા પ્રયત્ન કરવા માંડયો. લાલસમુદ્ર તથા ભૂમધ્ય સમુદ્રની વચ્ચે સુવેઝની સંયોગી ભૂમિ હતી, તેથી તે રસ્તે વહાણ સીધું ચાલી શકે તેમ ન હતું. સૌથી સારો જળમાર્ગ આફ્રિકાને ફરીને આવવાનો હતો. તે માર્ગ સૌથી પહેલાં પોર્તુગીઝ લોકોએ શોધી કાઢયો.

**પોર્તુગીઝ લોકો.** તેમનો સરદાર વાસ્કોડીગામા આફ્રિકાની દક્ષિણે કેપ ઑફ ગુડ હોપને રસ્તે થઇને ઇ. સ. ૧૪૯૮ માં પ્રથમ હિંદુસ્તાનના પશ્ચિમ કિનારે કાલીકટ બંદરે પહોંચ્યો. ત્યાંનો રાજા ઝામોરીન હતો તેણે પોર્તુગાલના રાજા ઉપર પત્ર લખી આપ્યો કે, "મારા રાજ્યમાં તજ, લવીંગ, મરી, સુંઠ વગેરે પેદા થાય છે, તેના બદલામાં હું તમારા રાજ્યમાંથી સોનું, રૂપું, પરવાળાં વગેરે લેવા માગું છું." ઇ. સ. ૧૫૦૦ થી ૧૬૦૦ સુધી એક સો વરસ હિંદનો બધો દરીયાઇ વેપાર પોર્તુગીઝ લોકોને હાથ રહ્યો. તેઓએ ગોવામાં મજબુત કિલ્લો બાંધ્યો, જે હજુ તેમને કબજે છે. પોર્તુ-

ગીઝ લોકોને લાભ થતો જોઇને યુરોપના બીજા લોકો પણ અહીં આવવાને લલચાયા. તેમાં મુખ્ય વલંદા, ઇંગ્રેજ અને ફ્રેંચ હતા.

**वलंदा के डच लोको.** પોર્તુગીઝની પછી હોલાંડના વલંદા લોકો હિંદમાં આવ્યા તે સમયે તેઓ ઉત્તમ વહાણવટીઓ હતા, અને પોર્તુગીઝ કરતા પણ બહાદુર હતા. તેમણે પોર્તુગીઝનાં ગોવા સિવાય બધાં મથક લઈ લીધાં. તેઓનાં મુખ્ય સ્થળ કોચીન, સીલોન, જાવા અને સુમાત્રામાં હતાં. ઈ. સ. ૧૬૦૦ થી ૧૭૦૦ સુધી મસાલાના દ્વીપોનો બધો વેપાર તેમના હાથમાં હતો.

**इंग्रेज लोको.** ઇ. સ. ૧૬૦૦ માં ઇંગ્રેજ વેપારીઓએ હિંદમાં વેપાર કરવાને આવવાનો વિચાર કર્યો. તેઓએ એક કંપની ઉભી કરી, તેનું નામ "ઇસ્ટ ઇન્ડીઆ કંપની" રાખ્યું. તેઓએ પહેલ વહેલાં ઇ. સ. ૧૬૧૨ માં સુરતમાં કોઠી નાંખી. તેમને વેપારમાં ઘણો નફો મળતો જોઇને બીજી ઇંગ્રેજી કંપનીઓ ઉભી થઈ. પણ તે બધી ઇ. સ ૧૭૦૦ માં જોડાઇ ગઈ, અને તેનું નામ "યુનાઇટેડ ઇસ્ટ ઇન્ડીઆ કંપની" રાખ્યું. તેઓએ ઇંગ્લાંડના રાજા પાસેથી હિંદુસ્તાન જોડે કુલ વેપાર કરવાનો પટ્ટો મેળવ્યો.

**मद्रास.** ઇ. સ. ૧૬૩૯ માં કંપનીએ ચંદ્રગીરીના રાજા પાસેથી મદ્રાસ વેચાતું લીધું. તે વખતે તે એક નાનું ગામડું હતું. ત્યાં તેઓએ ફોર્ટ સેન્ટ જ્યોર્જ નામનો કિલ્લો બાંધ્યો. તે વખતે ફ્રેંચ લોકોનું થાણું પોંડીચેરીમાં હતું, તેની નજીક અંગ્રેજોએ ફોર્ટ સેન્ટ ડેવીડનો કિલ્લો બાંધ્યો.

**मुंबइ.** તે પહેલાં પોર્તુગીઝ લોકોને તાબે હતું. પણ ઇંગ્લાંડનો રાજા બીજો ચાર્લ્સ પોર્તુગાલના રાજાની દીકરીને પરણ્યો, તેની પહેરામણીમાં તેણે ૧૬૬૨ માં મુંબઈ ચાર્લ્સને આપ્યું. ૭ વરસ પછી ચાર્લ્સે વાર્ષીક દશ પૌંડ લેવા ઠરાવીને મુંબઇ કંપનીને આપ્યું ત્યારપછી ઇંગ્રેજોએ સુરતમાંથી કોઠી કાઢી નાંખીને મુંબઇમાં આણી.

**कलकत्ता.** શાહજહાંની દીકરી દાઝવાથી તેણે સુરતથી એક

ઇંગ્રેજી ડાક્ટરને તેડાવ્યો. તેણે તેને સાજી કરી, તેથી પાદશાહે તેને ઇનામ માંગવાનું કહ્યું. તેણે કંપનીને બંગાળામાં વેપાર કરવા દેવાની પરવાનગી માગી; તે પાદશાહે આપી. તેથી તેઓએ ૧૬૪૦ માં હુગલીમાં કોઠી નાંખી. ઔરંગજેબના વખતમાં તેમની પાસે જજીઆવેરો માંગ્યો, તેથી તેઓ હુગલી છોડીને નાશી ગયા. પણ આથી વેપારને ધક્કો લાગ્યો; તેથી ઔરંગજેબે તેમનો જજીઆ વેરો માફ કરીને તેમને પાછા બોલાવ્યા. તેઓએ પાછા આવ્યા પછી ગંગા નદીના મુખ આગળ ત્રણ ગામડાં વેચાતાં લીધાં, તેમાંનું એક કલકત્તા (કાલીઘાટ) હતું. ત્યાં તેમણે ૧૬૯૯ માં ફૉર્ટ સેન્ટ વીલ્યમ નામનો કિલ્લો બાંધ્યો, આ સિવાય કંપનીને પટણા, ડાકા, કાસીમબજાર, મછલીપટ્ટણ વગેરે ઠેકાણે કોઠીઓ હતી.

**ફ્રેંચ લોકો.** હિંદમાં ઈંગ્રેજો આવ્યા પછી તરતજ ફ્રેંચ લોકો પણ આવ્યા. ઇ. સ. ૧૬૦૪ માં તેમની એક કંપની ઉભી થઇ. ત્યાર પછી બીજી કંપનીઓ પણ ઉભી ગઇ. પણ તે બધી ૧૭૧૯ માં જોડાઇ ગઇ. તેઓએ ૧૬૧૪ માં વીજાપુરના રાજા પાસેથી પોંદીચેરી વેચાતું લીધું હતું. વળી તેઓની કોઠીઓ ચંદ્રનગર, માહી અને કારીકલમાં પણ હતી.

એ સિવાય જર્મની, ડેન્માર્ક અને સ્વીડનના લોકોએ પણ કંપનીઓ કરી હતી, પણ તે ફતેહમંદ નીવડી નહોતી.

---

## પ્રકરણ ૨ જું.

---

### ઈંગ્રેજ અને ફ્રેંચ કંપની વચ્ચે લડાઈ.

**કર્ણાટકનો પહેલો વિગ્રહ.** ઇ. સ. ૧૭૪૪ માં યુરોપમાં ઇગ્લાંડ અને ફ્રાંસ વચ્ચે વિગ્રહ થયો. તેની અસર હિંદમાં પણ થઇ. આ વખતે ફ્રેંચ ગવર્નર ડુપ્લે હતો. તે હિંદુસ્તાનમાંથી ઇંગ્રેજોને કાઢી મૂકવા ધારતો હતો. ફ્રેંચ પદ્ધતિ પ્રમાણે કેળવાએલા દેશી

સીપાઇઓનું એક લશ્કર તેની પાસે હતું. ફ્રેંચ સરદાર લાબોર્દોનેએ મદ્રાસ જીતી લીધું, પણ અમુક રકમ લેવાની શરતે તે પાછું આપ્યું. આ વાત ડુપ્લેને ગમી નહિ, તેથી તેણે મદ્રાસપર ચડાઇ કરી, ને તે જીતી લીધું. મદ્રાસ તથા પોંદીચેરી કર્ણાટકના નવાબની સત્તા નીચે હતાં, તેથી ઇંગ્રેજોએ નવાબ પાસે ફરીયાદ કરી. તેણે મદ્રાસ પાછું આપી દેવાનું ડુપ્લેને કહ્યું, પણ તેણે માન્યું નહિ. તેથી નવાબે દશ હજાર માણસની ફોજ આપી તેના દીકરાને મોકલ્યો, પણ ડુપ્લેએ તેને હરાવ્યો. દેશી અને યુરોપીયન લોકો વચ્ચે રણભૂમપર આ પહેલુંજ યુદ્ધ થયું. ફ્રેંચોએ પછી ફૉર્ટ સેન્ટ દેવીદ લેવાને તૈયારી કરી. પણ તેવામાં મેજર લારેન્સ ઈંગ્લાંડથી લશ્કર લઇને આવ્યો. તેણે ફ્રેંચોના હુમલા ત્રણ વખત પાછા હઠાવ્યા, અને પોંદીચેરી લેવાને વિચાર કર્યો, પણ કાંઇ વળ્યું નહિ. તેવામાં યુરોપમાં ઈંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે ૧૭૪૮ માં સલાહ થઈ, તેથી ઇંગ્રેજોને મદ્રાસ પાછું મળ્યું.

**કર્ણાટકનો બીજો વિગ્રહ.** ડુપ્લેએ ફ્રેંચ અને દેશી સીપાઇઓનું જબરૂં લશ્કર રાખ્યું હતું. પણ તેનો ખર્ચ ઘણો થતો હતો, તેથી તે ખર્ચનો બદલો વાળવાનું કાંઇ કામ તે શોધતો હતો. એવામાં ૧૭૪૮ માં નિઝામ ઉલમુલ્ક મરણ પામ્યો, અને તેનો દીકરો નાસીરજંગ ગાદીએ બેઠો. પણ તેના ભત્રીજા મુઝફ્ફરજંગે ગાદી લેવા માટે ફ્રેંચની મદદ માગી. વળી અર્કોટની ગાદીએ અન્વરઉદ્દીન નવાબ હતો, તેની સામે પણ ચંદાસાહેબ નામે તેનો એક છેટેનો સગો ઉભો થયો. તેણે પણ ડુપ્લેની મદદ માગી. ડુપ્લે એટલુંજ જોઇતું હતું. તેણે બુસ્સી નામે ફ્રેંચ સરદારને લશ્કર આપી તેમની મદદે મોકલ્યો. ત્રણે લશ્કરે અર્કોટ જઇને અન્વરઉદ્દીનને હરાવીને માર્યો. અર્કોટ કબજે કરીને ચંદા સાહેબને ગાદી સોંપી. અન્વરઉદ્દીનનો દીકરો મહમદઅલ્લી નાશીને ત્રીચીનાપલ્લીમાં ભરાયો. પછી તેઓ હૈદરાબાદ ગયા. ત્યાં નાસીરજંગને તેનાજ માણસોએ મારી નાંખ્યો હતો, તેથી વગર હરકતે મુજફ્ફરજંગને ગાદી મળી.

પણ ત્યાર પછી તરતજ મુજફ્ફરજંગ મરણ પામ્યો. તેથી બુસ્સીએ નિઝામ ઉલમુલ્કના નાના દીકરા સલાબતજંગને ગાદીએ બેસાડયો. તેણે ફ્રેંચને ઉત્તર સરકાર પ્રાંત આપ્યો. આ પ્રમાણે ડુપ્લેનો સર્વત્ર વિજય થયો, તેથી ફુલાઇ જઇને તેણે એક કીર્તિસ્તંભ ઉભો કર્યો, અને તેની પાસે એક શહેર વસાવી તેનું નામ ડુપ્લે ફતેહાબાદ પાડયું.

હવે ચંદાસાહેબ તથા ફ્રેંચ લશ્કરે મહમદઅલ્લીને ત્રીચીનાપલ્લીમાં ઘેરી લીધો. તેણે ઇંગ્રેજની મદદ માંગી. તેને મદદ કરીને ફ્રેંચની સત્તા નરમ પાડવી એવો મદ્રાસના ગવર્નરનો વિચાર હતો. તેથી તેણે મદદ આપવાની હા પાડી પણ પોતાના બે કિલ્લા સાચવી રાખવા અને ફ્રેંચોને હરાવવા એ બે કામ કરી શકાય તેટલું લશ્કર તેની પાસે નહોતું. તેણે મહમદઅલ્લીને લખ્યું કે તમે હિંમતથી તમારો બચાવ કરજો, અને ફ્રેંચને શરણે થશો નહિ. અમે તમને જરૂર મદદ મોકલીશું એમ ખાતરી રાખજો.

**अर्काटनो घेरो.** આ વખતે હિંદમાં ઇન્ગ્રેજી રાજ્યનો પાયો નાખનાર રોબર્ટ કલાઇવ મદ્રાસમાં મુત્સદીખાનામાં નોકર હતો. તેને ચાલાક અને બહાદુર જોઇને મેજર લારેન્સે લશ્કરી નોકરી આપી હતી. તેણે એક યુક્તિ શોધી કાઢી. તેણે કહ્યું કે ચંદાસાહેબ તથા ફ્રેંચનું લશ્કર ત્રીચીનાપલ્લીમાં રોકાએલું છે, અને અર્કાટનું રક્ષણ કરનાર ત્યાં કોઇ નથી. માટે મને લશ્કર આપો તો હું અર્કાટને ઘેરો ઘાલું, એટલે ચંદાસાહેબ ત્રીચીનાપલ્લી છોડીને અર્કાટ બચાવવાને આવશે, અને તેથી મહમદઅલ્લી છૂટો થશે. આ સલાહ ગવર્નરને પસંદ પડી, પણ માત્ર ૨૦૦ ઇન્ગ્રેજ તથા ૩૦૦ દેશી સીપાઇઓ બચાવીને મોકલી શકાય તેમ હતું. એટલાં માણસો લઇને કલાઇવ હિંમતથી ગયો. તે અર્કાટના એક દરવાજેથી અંદર પેઠો તેવુંજ ચંદા સાહેબનું લશ્કર શહેર છોડીને નાઠું, અને કલાઇવે અર્કાટ કબજે કર્યું. ઇ. સ. ૧૭૫૧.

આ વાત સાંભળીને ચંદાસાહેબે પોતાના દીકરા રાજા સાહેબને ૧૦૦૦૦ માણસોનું લશ્કર આપીને મોકલ્યો. તે લશ્કર પચાસ દીવસ સુધી અર્કોટને ઘેરીને પડી રહ્યું, અને કિલ્લો લેવાને પ્રયત્ન કર્યો, પણ તે નિષ્ફળ ગયો. કલાઇવના લગભગ અર્ધા સીપાઇઓ માર્યા ગયા, અને ખોરાક પણ ખુટયો, તેઓ શરણે થયા નહિ. કેમકે કલાઇવની હિંમત જોઇને તેઓ પણ હિંમતવાન થયા. દેશી સીપાઇઓ પણ કલાઇવને ઘણો ચાહતા, અને તેઓ ઈંગ્રેજોના જેટલીજ બહાદુરીથી લડયા. જયારે ખોરાક ખુટયો ત્યારે તેઓએ કહ્યું કે ઇંગ્રેજ સીપાઇઓને ભાત આપો, અને અમે તેના પાણીથી ચલાવીશું. એમ બે મહીના ચાલ્યા ગયા ત્યારે મદ્રાસથી બીજાં માણસો મદદે આવ્યાં તેઓ આવે છે એવું સાંભળીને રાજાસાહેબે કિલ્લો લેવાને છેલ્લી વખત પ્રયાસ કર્યો, પણ કાંઇ વળ્યું નહિ. તેથી તે એ લશ્કર વચ્ચે પકડાઇ જવાની બીકથી નાશી ગયો.

મદ્રાસથી મદદ આવી પહોંચતાં કલાઇવ કિલ્લાની બહાર આવ્યો, અને રાજા સાહેબની પાછળ પડયો અને તેને ઘણે ઠેકાણે હરાવ્યો. તે કલાઇવનું નામ સાંભળી ત્યાંથી નાસવા લાગ્યો. અર્કોટની પ્રખ્યાત જીતથી દક્ષિણમાં ઈંગ્રેજનો પગ મજબુત થયો, અને ફ્રેંચની સત્તા નબળી પડવા લાગી.

પછી મેજર લારેન્સ અને કલાઇવ ત્રીચીનાપલ્લી ગયા, અને સખત લડાઇ કરી ફ્રેંચોને હરાવ્યા. તેમણે મહમદઅલીને કર્ણાટકનો નવાબ બનાવ્યો. ચંદાસાહેબ તાંજોરમાં નાશી ગયો, પણ ત્યાંના મરાઠા રાજાએ તેને મારી નંખાવ્યો.

કલાઇવ માંદો પડવાથી ઇંગ્લાંડ પાછો ગયો. ત્યાં તેને કર્નલનો ઇલકાબ મળ્યો. અને કંપનીએ હીરાજડીત મૂઠવાળી તલવાર બક્ષીશ આપી.

દુપ્લેને ફ્રેંચ સરકારે પાછો બોલાવ્યો અને તેની જગાએ ગોડ્યુ નામે શાંત ગવર્નરને મોકલ્યો. તેણે ઇંગ્રેજ સાથે સલાહ કરી અને ઇંગ્રેજે નીમેલા નિજામ તથા નવાબને કબૂલ રાખ્યા.

**कर्णाटकनो त्रीजो विग्रह.** ઇંગ્રેજ તથા ફ્રેંચને હાડવેર બંધાયાં હતાં, તેથી ગોડ્યુએ કરેલો સંધિ લાંબો વખત ચાલી નહિ. ઇંગ્રેજોએ કલાઇવને મદ્રાસનો ગવર્નર ઠરાવીને મોકલ્યો, તેની સાથે વૉટસન નૌકા સેનાધિપતિ થઇને આવ્યો. ફ્રેંચ સરદાર લાલીએ દેવાદ કિલાપર હલ્લો કર્યો અને તે જીતી લીધો. તેનો વિચાર હિંદુસ્તાનમાંથી ઇંગ્રેજોને કાઢી મૂકવાનો હતો. તેથી નિજામના રાજ્યમાંથી બુસ્સીને તેણે તેડાવી લીધો. તે બંને જણે મદ્રાસપર હલ્લો કર્યો પણ તેવામાં ઈંગ્લાંડથી લશ્કર આવી પહોંચતાં તેમને તે ઘેરો ઉઠાવવો પડયો. આ વખતે કલાઇવ બંગાળામાં હતો. ત્યાં તેણે ચંદ્રનગર લઇ લીધું. દક્ષિણમાં સર આયર કૂટે ફ્રેંચને ૧૭૫૯ માં વાંદેવાસની લડાઇમાં તદન હરાવ્યા. અને બુસ્સીને કેદ કર્યો. ૧૭૬૧ માં આયર કૂટે પોંદીચેરી લઇ લીધું, અને કર્નલ ફૉર્ડે ફ્રેંચ તથા નિજામના લશ્કરને હરાવીને ઉત્તર સરકાર લઇ લીધું. આ વિગ્રહથી ફ્રેંચ સત્તાનો સમૂળો નાશ થયો. લાલી સ્વદેશ ગયો, ત્યારે ફ્રેંચ સરકારે તેને ફાંસીની સજા કરી. આખરે સલાહ થઇ, તેથી તેમને પોંદીચેરી તથા ચંદ્રનગર વગેરે થાણાં પાછાં મલ્યાં. હાલમાં તેમને તાબે પોંદીચેરી યનાન, કારીકલ, માહી અને ચંદ્રનગર એ પાંચ શહેર છે.

---

## પ્રકરણ ૩ જું.

### બંગાળામાં બ્રિટિશ રાજ્યની સ્થાપના.

**बंगाळी पहेलो विग्रह**—ઇ. સ. ૧૭૫૬ માં બંગાળાનો નવાબ અલીવર્દીખાન મરણ પામ્યો. તેની પછી તેનો પૌત્ર સુરાજ ઉદદૌલા વીશ વરસની ઉમરે ગાદીએ બેઠો. તે નબળા મનનો, મૂર્ખ, ઘાતકી તથા હઠીલો હતો. તે ઇંગ્રેજોને ધિક્કારતો હતો, તેથી તેમની સાથે કજીઓ કરવાનું બહાનું શોધતો હતો. તેવામાં તેનો એક પૈસાદાર માણસ નાશી જઇને કલકત્તામાં ભરાયો. તેને નવાબે પાછો

માંગ્યો, પણ ઈંગ્રેજી ગવર્નર ડેઇકે શરણે આવેલાને પાછો આવવાની ના કહી. વળી તે વખતે ઈંગ્રેજ તથા ફ્રેંચ વચ્ચે વિગ્રહ જાગવાનો સંભવ હતો, તેથી ફૉર્ટ વિલ્યમનો કિલ્લો ગવર્નરે સુધારવા માંડ્યો. નવાબે તે પાડી નાંખવાનો હુકમ કર્યો, પણ ડેઇકે કહ્યું કે તેણે નવો કિલ્લો બાંધેલો નથી, પણ જૂનો કિલ્લો સુધારેલો છે. આ બે કારણોથી નવાબ ઘણો ગુસ્સે થયો અને તેણે ૫૦,૦૦૦ માણસો લઇને કલકત્તાપર ચઢાઇ કરી. ઘણા ઈંગ્રેજ પોતાનાં બૈરાં છોકરાંને લઇને નાશી ગયા. પણ ૧૪૬ જણ કેદ પકડાયા. તેમને વીશ ચોરસ ફીટની એક અંધારી નાની કોટડીમાં પૂર્યાં. ઉનાળાના તાપથી અને પાણી વગર ૧૨૩ જણ મરી ગયા. અને સવારે જોયું તો માત્ર ૨૩ જણ અધમુઆ નીકળ્યા.

આ ત્રાસદાયક સમાચાર મદ્રાસ પહોંચતાં કર્નલ કલાઇવ જમીન રસ્તે તથા વૉટસન જળમાર્ગે કલકત્તે જવા નીકળ્યા. તેમણે કલકત્તા તથા હુગલી નવાબથી પાછાં લીધાં. સુરાજઉદ્દૌલાએ છાની રીતે ફ્રેંચની મદદ માંગી પણ કલાઇવ તથા વૉટસનને એ વાતની ખબર પડતાં તેમણે ફ્રેંચનું ચંદ્રનગર લઇ લીધું.

**કાવતરું** સુરાજઉદ્દૌલા દુરાચરણી હતો, તેથી તેની રૈયત તથા અમલદારો તેને ચાહતા નહોતા. તેઓએ કલાઇવ સાથે મળીને નવાબને ગાદીપરથી ઉઠાડી મૂકવાને એક કાવતરું રચ્યું. તેમાં એવો ઠરાવ કર્યો કે નવાબના સેનાપતિ મીરજાફરને ગાદીએ બેસાડવો, અને તેના બદલામાં તેણે ઈંગ્રેજ અમલદારો તથા સિપાઇઓને પૂરતો બદલો આપવો. બધી તૈયારી થઇ ચૂકી, પણ આ વાતમાં અમીચંદ નામે એક દલાલ હતો તેણે આ વાત નવાબથી છાની રાખવા માટે ૩૦ લાખ રૂપીઆ માગ્યા, અને તે ન મળે તો નવાબને વાત કહી દેવાની બીક દેખાડવા લાગ્યો. આટલા બધા રૂપીઆ તેને આપવાનો કલાઇવનો વિચાર નહોતો, તેથી તેણે કરારના બે દસ્તાવેજ કર્યા. એકમાં અમીચંદને ત્રીશ લાખ રૂપીઆ આપવાની શરત લખી, અને

બીજામાં તેનું નામજ દાખલ ન કર્યું, આ રીતે લુચ્ચા અમીચંદને કપટી કલાઇવે છેતર્યો. પછી પ્લાસીના મેદાનમાં જબરૂં યુધ્ધ થયું. તેમાં સુરાજ ઉદ્દૌલા હાર્યો અને નાશી ગયો ઇ સ. ૧૭૫૭. પ્લાસીની જીતથી હિંદુસ્તાનમાં ઈંગ્રેજી રાજ્યનો પાયો નંખાયો. સુરાજ ઉદદૌલા નાસતાં મીરજાફરના દીકરા મીરાનના હાથમાં આવ્યો. તેણે તેને મારી નાંખ્યો.

કલાઇવ નવાબની રાજધાની મુર્શીદાબાદમાં દાખલ થયો, અને મીરજાફરને નવાબ બનાવ્યો. તેણે ઈંગ્રેજોને થયેલું નુકસાન ભરી આપ્યું, અને કલાઇવ વગેરે અમલદારોને તથા સીપાઇઓને પુષ્કળ પૈસા આપ્યો. કલકત્તાની આસપાસ ચોવીશ પરગણાની જમીનદારીનો હક્ક કંપનીને આપ્યો.

અમીચંદને કાંઇ મળ્યું નહિ, પણ તેને કરી આપેલો દસ્તાવેજ ખોટો છે એવું માલમ પડતાં તે ગાંડો થઇ મરી ગયો. કલાઇવની આ ફતેહના ખબર ઇંગ્લાંડમાં પહોચતાં તેને બંગાળાનો ગવર્નર નીમવામાં આવ્યો.

**बंगालाना पहेलो गवर्नर क्लाइव.** (૧૭૫૮–૧૭૬૦).

કલાઇવે મીરજાફરને નવાબ બનાવ્યો, પણ દિલ્હીના પાદશાહની મંજુરી મેળવી નહિ, તેમજ મીરજાફરે પાદશાહને કાંઈ નજરાણું પણ મોકલ્યું નહિ, તેથી તેણે પોતાના દીકરા શાહઆલમને લશ્કર આપીને બંગાળા જીતવા મોકલ્યો. અયોધ્યાનો નવાબ શુજાઉદદૌલા તેની મદદે આવ્યો. મીરજાફર બીવા લાગ્યો, પણ કલાઇવે તેને હિંમત આપી, અને તે તેની મદદે આવ્યો. શુજાઉદદૌલા કલાઇવનું નામ સાંભળતાંજ નાશી ગયો, અને શાહઆલમ શરણે આવ્યો. કલાઇવે તેને પાંચસેં મહોર નજરાણાની અપાવી. તે લઇને તે દિલ્હી ગયો.

મીરજાફર ઈંગ્રેજોની માગણીથી તથા તેમની સત્તાથી કંટાળી ગયો, તેથી તેમના બંધનમાંથી છૂટવા માટે તેણે વલંદા લોકોની

છાની મદદ માંગી. ક્લાઇવને તેની ખબર પડતાં તેણે કર્નલ ફૉર્ડને લશ્કર આપી મોકલ્યો. તેણે ચીનસુરા આગળ વલંદાને હરાવ્યા. ત્યાર પછી ક્લાઇવ ૧૭૬૦ માં બીજી વાર ઇંગ્લાંડ પાછો ગયો. તેની જગાએ વાન્સીતાર્ત ગવર્નર નીમાયો.

**मीरकासीम.** મીરજાફર પાસે નાણું ન હોવાથી તે પોતાના સીપાઇઓનો પગાર પણ ચૂકવી શકયો નહિ, અને રાજ્ય ચલાવવાને અશક્ત માલમ પડયો, તેથી ઈંગ્રેજે તેના ધનવાન જમાઇ મીરકાસીમને નવાબ બનાવ્યો. તેણે કંપનીને મેદનીપુર, ચીતાગોંગ, અને બર્દવાન એ ત્રણ પરગણાં આપ્યાં. તેણે શરૂઆતમાં સારી રીતે રાજ્ય ચલાવ્યું, પણ તેને ઈંગ્રેજોથી સ્વતંત્ર થવાની પ્રબળ ઇચ્છા હતી. તેણે પોતાનું લશ્કર કેળવવા માંડયું, અને મુર્શીદાબાદથી રાજધાની બદલીને મોંગીરમાં કરી.

**बंगाळानो बीजो विग्रह.** મીરકાસીમે કંપનીના માલની જકાત બાબત વાંધો પાડીને ઇંગ્રેજો સાથે લડવાનું બહાનું શોધ્યું. એક જુના પાદશાહી ફરમાનને આધારે કંપનીના માલ ઉપર જકાત માફ હતી. પ્લાસીની લડાઇ પછી મીરજાફરે કંપનીના નોકરોના ખાનગી માલ ઉપર પણ જગાત લેવાનું બંધ કર્યું. ધીમે ધીમે કંપનીના નોકરોએ પોતાના નામના પરવાના લઈને દેશી વેપારીઓને વેચાતા આપવા માંડયા. મીરકાસીમે આ બંધ કરવાને મહેનત કરી, પણ કાંઇ વળ્યું નહિ, તેથી ગુસ્સે થઈને તેણે રાહદારીનાં નાકાં ઉઠાડી મૂકયાં, અને દેશી વેપારીઓનું દાણ પણ માફ કર્યું. તેથી કંપનીના નોકરોના પરવાના વેચવાનો લાભ ગયો, તેથી તેઓ નારાજ થયા. આથી મીર કાસીમે લડાઇ શરૂ કરી. તેણે શાહઆલમ તથા શુજાઉદ્દૌલાને પોતાની મદદે બોલાવ્યા અને ઇંગ્રેજોને કાઢી મૂકવાનો વિચાર કર્યો. ઈંગ્રેજોએ મીરજાફરને ફરીથી નવાબ બનાવ્યો. મેજર આદમ્સે મીરકાસીમને ત્રણ લડાઇઓમાં હરાવ્યો, અને પછી મોંગીર ઉપર હલ્લો કર્યો. મીરકાસીમ પટણામાં નાસી ગયો, અને ઈંગ્રેજોને

કહેવડાવ્યું કે જો હવે આગળ વધશો તો અહીંના બધા ઈંગ્રેજોને કતલ કરી નાંખીશ. મેજર આદમ્સે આથી નહિ ડરતાં મોગીર કબજે કર્યું. મીરકાસીમે ગુસ્સે થઇને સમરૂ નામના જર્મન અમલદારને બધા ઈંગ્રેજોને મારી નાંખવાનો હુકમ કર્યો, તેથી તેણે પટણામાં બધા ઇંગ્રેજોની કતલ કરી. પછી ઈંગ્રેજોએ પટણા જીતી લીધું. મીર કાસીમ નાશીને અયોધ્યામાં ગયો, અને શાહઆલમ તથા શુજા ઉદ્દૌલાને મળ્યો. ઇ. સ. ૧૭૬૪ માં બકસારની પ્રખ્યાત લડાઇમાં મેજર મનરોએ તે ત્રણે જણને હરાવ્યા. શાહઆલમ ઈંગ્રેજને શરણે થયો. શુજાઉદ્દૌલા નાશી ગયો. અને પાછું લશ્કર એકઠું કરીને લડવા આવ્યો, પણ તે કોરાની લડાઇમાં હાર્યો, તેથી શરણે થયો. મીરકાસીમ નાશી ગયો, અને પછી તેણે કાંઇ આગળ પગલું ભર્યું નહિ.

**क्लाइवनो बीजीवार कारभार.** ( ૧૭૬૫—૧૭૬૭ ). પટણાની કતલના સમાચાર ઇંગ્લાંડ પહોંચતાં કંપનીએ એક વાર ફરીથી હિંદુસ્તાન જવાનો કલાઇવને હુકમ કર્યો. ઈંગ્લાંડના રાજાએ તેને લૉર્ડનો ખેતાબ આપ્યો તે સંપૂર્ણ સત્તા સહિત બંગાળાના ગવર્નર તરીકે હિંદમાં આવ્યો. તેણે શાહઆલમ તથા શુજાઉદ્દૌલા સાથે સલાહ કરી. શુજાઉદ્દૌલાને અયોધ્યા પાછું આપ્યું, અને લડાઇનો બધો ખર્ચ તેની પાસેથી લીધો. શાહઆલમને કોરા તથા અલ્હાબાદ આપ્યા. અને તેને દર વરસે ૨૬ લાખ રૂપીઆ આપવા ઠરાવીને બંગાળા, બહાર તથા ઓરિસ્સા કંપનીને માટે રાખ્યા.

મીરજાફર મરણ પામ્યો, તેથી તેના દીકરાને ઇંગ્રેજની દેખરેખ નીચે બંગાળાનો નવાબ નીમ્યો.

**सुधारा.** કંપનીના નોકરોને ઘણા ટુંકા પગાર મળતા, તેથી તેમને ખાનગી વેપાર કરવાની છૂટ હતી, પણ કલાઇવે તેમના પગાર વધારીને ખાનગી વેપાર કરવાની તથા દેશી રાજાઓ પાસેથી બક્ષિશ લેવાની મના કરી. સીપાઇઓને બેવડું ભથ્થું મળતું, તે બંધ કરીને

લશ્કરના ખર્ચમાં ઘટાડો કર્યો. એ રીતે સુધારા કરી તે ૧૭૪૪ માં તે એક ગરીબ કારકુન તરીકે હિંદુસ્તાનમાં આવ્યો હતો, અને ૧૭૬૭ માં તે લૉર્ડની પદવી મેળવીને સ્વદેશ પાછો ગયો. હિંદમાં ઈંગ્રેજી રાજ્યનો પાયો નાખનાર તે વીર પુરૂષ હતો. સ્વદેશ ગયા પછી તેના દુશ્મનોએ તેના ઉપર ઘણો જૂલમ કર્યો, પણ કંપનીના ડીરેકટરોએ તેનાં વખાણ કર્યાં. તે ૧૬૭૪ માં આપઘાત કરીને મૂઓ.

## પ્રકરણ ૪ થું.

### હૈદરઅલ્લી.

મહીસૂરમાં પ્રથમ હિંદુ રાજ્ય હતું. તે રાજ્યમાં એક પંજાબી ફકીરનો દીકરો ફતેહમહમદ નામે નાયક હતો. તેનો દીકરો હૈદરઅલ્લી હતો. તે ઇ. સ. ૧૭૦૨ માં જન્મ્યો હતો. તે અભણ હતો, પણ બહાદુર અને હુશીઆર હતો. તેણે શીવાજીની પેઠે લૂંટફાટ કરવા માંડી. ધીમે ધીમે તેણે મહીસૂરના દીવાન નંદરાજની મહેરબાની મેળવી. અને ઉંચે દરજ્જે ચઢ્યો. આખરે તે મહીસૂરનો સેનાધિપતિ થયો. પછી કપટથી તે રાજાને કેદ કરીને ગાદીનો ધણી થઇ બેઠો. તેણે ફ્રેંચ નોકરો રાખીને લશ્કરને બહુ સારી કેળવણી આપી.

**મહીસૂરનો ૧ લો વિગ્રહ.** ( ૧૭૬૭–૬૯ ). હૈદરે હજુ સુધી ઈંગ્રેજોને છેડયા નહોતા, પણ તેમના મિત્ર કર્ણાટકના નવાબનાં ઘણાં ગામ તથા કિલ્લા જીતી લીધા હતા. હૈદરની સત્તા ઘણી વધતી જતી જોઇને નિજામ, મરાઠા તથા ઇંગ્રેજોએ તેને દાબી દેવાને એક સંપ કર્યો. હૈદર જાણતો હતો કે દુશ્મનોને ફોડીને તેમાં ખટપટ ઉભી કરાવવી એ ફતેહ મેળવવાનો સરસ ઈલાજ છે. તેથી તેણે નિજામ તથા મરાઠાને લાંચ આપી પોતાના પક્ષમાં લઇ લીધા.

મરાઠા લાંચ લઇ પાછા ગયા. અને નિઝામ જે ઇંગ્રેજોને મદદ કરવા આવ્યો હતો, તે તેમના જ સામો લડવાને તૈયાર થયો. ઇંગ્રેજ સરદાર કર્નલ સ્મીથ તે જોઇને મદ્રાસ તરફ પાછો ચાલ્યો. પણ હૈદર ૭૦,૦૦૦ માણસનું લશ્કર લઇને પાછળ પડયો, પણ ચંગામની લડાઇમાં તેને ભારે નુકસાન ખમીને પાછું હઠવું પડયું. સ્મીથ ત્રીનોમાલી જઇ પહોંચ્યો. તેને હૈદર તથા નિઝામના લશ્કરે ચોમેરથી ઘેરી લીધો. માણસો ખોરાક વગર મરવા લાગ્યાં. દુશ્મનો ઘેરો ઘાલી થોડો વખત વધારે પડયા રહ્યા હોત તો ઇંગ્રેજી લશકર પાયમાલ થઇ જાત. પણ તેઓએ અધીરા થઇ હુમલો કર્યો. આખરે સ્મીથે પોતાના બાહોશીથી સંપૂર્ણ ફતેહ મેળવી. નિઝામ હૈદરને છોડીને જતો રહ્યો, અને ઈંગ્રેજ સાથે સલાહ કરી. હૈદરે હિંમત ન હારતાં હજુ વિગ્રહ જારી રાખ્યો. તેણે અંબૂરને ઘેરો ઘાલ્યો. પણ કર્નલ સ્મીથે તેને હરાવ્યો. ત્યાર પછી કર્નલ સ્મીથની બદલી થઇ, અને તેની જગાએ જનરલ વુડ નીમાયો. તે સ્મીથના જેવો હુશીઆર નહોતો. તેથી હૈદરે ખોએલો મુલક પાછો હાથ કર્યો. અને મદ્રાસ ઉપર અણધાર્યો હુમલો કર્યો. આ વખતે મદ્રાસના ગવર્નર પાસે કાંઇ લશકર નહોતું. તેથી તેણે ડરીને સલાહ કરી.

**મદ્રાસનું તહનામું** ( ૧૭૬૯ ) તેમાં એવો ઠરાવ થયો કે એક બીજાનો લીધેલો મુલક પાછો આપવો, અને એક બીજાને દુશમન સામે મદદ કરવી.

## પ્રકરણ ૫ મું.

### કલાઇવ ગયા પછી બંગાળાનો કારભાર.

કલાઇવ ગયા પછી બંગાળામાં બહુ અંધેર ચાલતું હતું, કારણ કે અમલ ચલાવનારા નવાબના દેશી નોકરો તથા કંપનીના ઇંગ્રેજી નોકરો બંને હતા. તેઓએ પોતાનો સ્વાર્થ ઇચ્છીને કંપનીને

ઉપજમાં ઘણું નુકસાન કર્યું, અને લોકો ઉપર કર વધારીને બહુ જુલમ કરવા માંડયો. આ વખતે બંગાળામાં મોટો દુકાળ પડયો, તેથી લાખો માણસો મરી ગયાં. આ અંધેર દૂર કરવાને કંપનીએ વૉરન હેસ્તીંગ્સને બંગાળાનો ગવર્નર નીમ્યો.

**वॉरन हेस्तींग्स बंगाळानो गवर्नर.** ( ૧૭૭૨—૭૪ ). તેણે આવીને કંપનીની ઉપજ વધારવાના રસ્તા શોધવા માંડયા. દિલ્હીનો પાદશાહ શાહઆલમ અલ્હાબાદમાં ઇંગ્રેજના રક્ષણ તળે રહેતો હતો, તેને સિંધીઆએ બોલાવવાથી તે દિલ્હી જઇ રહ્યો. તેથી હેસ્તીંગ્સે તેને ૨૬ લાખ રૂપીઆ ખંડણીના અપાતા તે બંધ કર્યાં. અને તેની પાસેથી કોરા તથા અલ્હાબાદ પ્રાંતો ખૂંચવી લઇને અયોધ્યાના નવાબને ૫૦ લાખ રૂપીએ વેચાતા આપ્યા.

**रोहीला विग्रह.** રોહીલા અફઘાનની જાતના હતા. તેઓ રામગંગા નદીના પ્રદેશમાં રહેતા, તે રોહીલખંડ કહેવાતો. મરેઠાઓએ રોહીલખંડ ઉપર ચઢાઇ કરી હતી ત્યારે અયોધ્યાના નવાબ શુજાઉદ્દૌલાએ રોહીલા લોકોને મદદ કરી હતી. તેના બદલામાં ચાલીશ લાખ રૂપીઆ આપવાનું રોહીલાના નવાબે વચન આપ્યું હતું. તે તેણે આપ્યા નહોતા, તેથી શુજાઉદ્દૌલાએ હેસ્તીંગ્સની મદદ માગી અને એવી શરત કરી કે તે ૪૦ લાખ રૂપીઆ ઇંગ્રેજને આપવા. તેથી હેસ્તીંગ્સે તેમને હરાવીને ૪૦ લાખ રૂપીઆ લીધા.

**रेग्युलेटींग आक्ट** ( ૧૭૭૩ ) હેસ્તીંગ્સે બે વરસ ગવર્નર તરીકે કામ ચલાવ્યા પછી કંપનીના વહીવટમાં મોટો ફેરફાર થયો. ઈંગ્લાંડની પાર્લામેન્ટમાં રેગ્યુલેટીંગ આકટ નામે એક કાયદો પસાર થયો. તે ઇ. સ. ૧૭૭૪ માં હિંદુસ્તાનમાં અમલમાં આવ્યો. તેમાં એવું ઠરાવ્યું કે:—

૧ કલકત્તાના ગવર્નરને ગવર્નર જનરલ કહેવો, અને મુંબઇ તથા મદ્રાસના ગવર્નર તેના તાબામાં રહે.

૨ ગવર્નર જનરલને સલાહ આપવાને ચાર સલાહકાર નીમવા.

૩ કલકત્તામાં સુપ્રીમ કોર્ટ સ્થાપવી. તે ગવર્નર જનરલથી સ્વતંત્રપણે કામ કરે. તેમાં એક મુખ્ય ન્યાયાધીશ અને તેને મદદ કરવાને ૩ બીજા ન્યાયાધીશ નીમવા.

૪ તે બધાની નીમણુંક ઇંગ્લાંડનો રાજા કરે.

૫ કંપનીના નોકરોએ લાંચ કે નજરાણું લેવું નહિ.

આ કાયદાથી હેસ્તીંગ્સ પહેલો ગવર્નર જનરલ થયો.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### હિંદુસ્તાનના ગવર્નર જનરલો ૧૭૭૪–૧૮૫૭.

**वॉरन हेस्टींग्स** ( ૧૭૭૪–૧૭૮૫ ) હેસ્તીંગ્સના ચાર કાઉન્સીલરોમાંથી ત્રણ તેની વિરૂદ્ધ હતા. તેમાં મુખ્ય ફ્રાન્સીસ કરીને હતો તે તેની અદેખાઈ કરતો, અને તેને ખરાબ કરવાને ઇચ્છતો હતો. તેણે હેસ્તીંગ્સ ઉપર ખોટા આરોપ મૂકવાને નંદકુમાર નામે એક બ્રાહ્મણને ઉશ્કેર્યો. પણ નંદકુમારે એક ખોટો દસ્તાવેજ કર્યો હતો. તે સાબીત થતાં તેને ઇંગ્લાંડના કાયદા મુજબ ફાંસીની શિક્ષા કરવામાં આવી. આથી હેસ્તીંગ્સ ઉપર બીજા ફરીયાદ કરનારા ડરી ગયા. વળી ફ્રાન્સીસ થોડા વખત પછી સ્વદેશ ગયો, તેથી હેસ્તીંગ્સની ઘણીએક અડચણો દૂર થઇ, અને પોતાનું ધાર્યું થવા માંડ્યું.

હેસ્તીંગ્સના વખતમાં બે વિગ્રહ થયા: પહેલો મરેઠી વિગ્રહ તથા બીજો મહીસુરનો વિગ્રહ.

**पहेलो मरेठी विग्रह.** ( ૧૭૭૫–૧૭૮૨ ) નારાયણરાવ પેશ્વાને મારીને રાઘોબા પેશ્વા થયો, પણ નારાયણરાવના પુત્ર સવાઈ માધવરાવને પેશ્વા ઠરાવી નાના ફડનવીસ વગેરે મરેઠી સરદારો તેની સામા થયા. તેથી રાઘોબાએ ગાદી મેળવવાને મુંબઇ સરકારની મદદ માગી. ૧૫૭૫ માં તેણે સુરત મુકામે કરાર કર્યો કે ઈંગ્રેજ સરકાર તેને ગાદી મેળવવામાં મદદ કરે, અને તેના બદલામાં તે સાષ્ટી તથા

વસાઇ ઈંગ્રેજને આપે. આ સલાહ કલકત્તા સરકારે નામંજૂર કરી, અને પુરંદર મુકામે નાના ફડનવીસ સાથે સાષ્ટી બેટ મળવાની શરતે માધવરાવને ગાદી અપાવવા કરાર કર્યો. પણ પાછળથી મરેઠાઓ ફ્રેંચ ફોજ રાખી લશ્કર તૈયાર કરે છે એમ માલમ પડતાં કલકતા સરકારે મુંબઇ સરકારનો ઠરાવ બહાલ રાખ્યો.

મુંબઇનું લશ્કર ઉતાવળથી પુના તરફ ચાલ્યું, પણ મરેઠાઓએ તેને હરાવ્યું, અને વારગામ મુકામે તેમને નામોશી ભરેલા કરાર કરવા પડયા, કે સાષ્ટી લેવાની વાત ઈંગ્રેજોએ છોડી દેવી. આ કરાર કલકત્તા સરકારે કબુલ રાખ્યા નહિ, પણ કર્નલ ગોડર્ડને એક લશ્કર આપીને મોકલ્યો. તેણે અમદાવાદ તથા વસાઇ જીતી લીધાં. કેપતન પોફામે ગ્વાલીયરનો કિલ્લો જીતી લીધો. આથી સિંધીઆ નરમ પડયો, અને તેણે બીજા મરેઠી સરદારોને સમજાવીને સાલબાઇ મુકામે સલાહ કરાવી.

**सालबाइनुं तहनामुं** ( ૧૭૮૨ ). ૧ પુરંદરના તહનામા પછી એકબીજાનો લીધેલો મુલક પાછો આપવો. ૨ પોર્તુગીઝ સિવાય કોઇ યુરોપી પ્રજાને મરેઠી રાજ્યમાં રાખવી નહિ. ૩ ઇંગ્રેજને સાષ્ટી તથા વસાઈ આપવાં. ૪ રાઘોબાને પેન્શન આપવું.

**મહીસૂરનો બીજો વિગ્રહ** ( ૧૭૮૦–૧૭૮૪ ). મરેઠાઓએ હૈદરને ચેરકુલ્લીની લડાઇમાં ૧૭૭૨ માં હરાવ્યો, ત્યારે તેણે મદ્રાસની સંધિ પ્રમાણે ઇંગ્રેજોની મદદ માગી; પણ તેઓએ આપી નહિ. તેથી હૈદર ગુસ્સે થયો, અને ઇંગ્રેજો સાથે લડવાને તક શોધવા લાગ્યો. ઇ. સ. ૧૭૭૮ માં યુરોપમાં ઇંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે લડાઇ જાગી, તેથી ઇંગ્રેજોએ ફ્રેંચનાં પોંદીચેરી તથા માહો બંદર લઇ લીધાં. માહીના થડમાં હૈદરનો મુલક હતો, તેથી હૈદરે ઈંગ્રેજ સાથે વિગ્રહ કર્યો. આ વખતે ઈંગ્રેજ અને મરેઠા વચ્ચે પણ વિગ્રહ ચાલતો હતો, તેથી હૈદરને વખત અનુકુળ હતો. તેણે નિઝામ તથા મરેઠાને પોતાના પક્ષમાં લીધા, અને કર્ણાટક પ્રાંત લૂંટવા

તથા ઉજ્જડ કરવા માંડયો, અને અચાનક જઇ મદ્રાસ ઉપર હુમલો કર્યો. મદ્રાસમાં થોડું પણ ઈંગ્રેજી લશ્કર નહોતું, તેથી કર્નલ બેલી ઉત્તર સરકારમાંથી લશ્કર લઇને મદ્રાસ તરફ આવતો હતો તેના ઉપર હૈદરે એકાએક પોલીલોર પાસે હુમલો કર્યો. બેલી ઘરડો અને નબળો હતો. તેના સિપાઇઓએ લડવાનો આગ્રહ કર્યો, પણ તે મૂર્ખાઇથી શરણે થયો. હૈદરે તેમના જીવ બચાવવાનું વચન આપ્યું હતું, પણ તે તેણે પાળ્યું નહિ, અને નિર્દયપણે ઘણા સીપાઇઓને મારી નાંખ્યા, અને બાકીનાને કેદ કરી મહીસૂર મોકલી દીધા. પછી સર આયર કૂટ બંગાળામાંથી લશ્કર લઇને આવ્યો. તેણે ૧૭૮૧ માં પોર્તોનોવો, પોલીલોર અને શોલીંગર પાસે હૈદરના મોટા લશ્કરને હરાવ્યું, અને ૧૮૮૨ માં આર્ની પાસે હરાવ્યું. તેજ સાલમાં હૈદર મરણ પામ્યો. તેના દીકરા ટીપુએ બે વરસ વિગ્રહ જારી રાખ્યો તેણે બેદનુર તથા માંગલોર જીતી લીધાં, તેથી મદ્રાસના ગવર્નરે ટીપુને સલાહ કરવાનું કહેણ મોકલ્યું, તેથી માંગલોર મુકામે ૧૭૮૪ માં સલાહ થઇ.

**માંગલોરનું તહનામું** (૧૭૮૪). એક બીજાનો લીધેલો મુલક પાછો આપવો, અને મહીસૂરમાં રાખેલા ઈંગ્રેજ કેદીઓને છોડી મૂકવા

**ચૈતસિંહ.** મહીસૂર અને મરેઠાના વિગ્રહથી કંપનીને ઘણું ખર્ચ થયું હતું, તેથી હેસ્તીંગ્સે કોઇ પણ રીતે પૈસા મેળવવાના ઇલાજ શોધવા માંડયા. કાશીના રાજા ચૈતસિંહને ગાદીએ બેસાડયો ત્યારે તેણે ઈંગ્રેજ સરકારને જરૂર પડે ત્યારે નાણાથી અને લશ્કરથી મદદ કરવાનું કબુલ કર્યું હતું. હેસ્તીંગ્સે તેની પાસે ચડેલી ખંડણીના ૨૨ લાખ રૂપીઆ, અને તે ઉપરાંત પાંચ લાખ રૂપીઆ માગ્યા, પણ તેણે આપ્યા નહિ. તેથી હેસ્તીંગ્સ પોતે બનારસ ગયો. ત્યાં લોકોએ બંડ કર્યું, તેમાં હેસ્તીંગ્સ મહામુશ્કેલીથી બચ્યો. ચૈતસિંહ નાશી ગયો, અને તેના ભત્રીજાને દરસાલ ૪૦ લાખ રૂપીઆની ખંડણી ઠરાવી ગાદી સોંપી.

**अयोध्यानो बेगमो.** અયોધ્યાના નવાબ અસફઉદ્દૌલાને કંપનીનું દેવુ હતું. તેની પાસે નાણું નહોતું, તેથી તેણે હેસ્તીંગ્સને કહ્યું કે મારી વિધવા માતાઓ પાસે રાજ્યનો બધો ખજાનો છે, તે લેવાની મને રજા આપો. હેસ્તીંગ્સે તેને રજા આપી, તેથી તેણે જોરજુલમથી બેગમો પાસેથી ૭૬ લાખ રૂપીઆ લીધા, અને તે કંપનીને આપ્યા.

હેસ્તીંગ્સનાં આ અન્યાયનાં કામમાટે ઈગ્લાંડમાં બહુ ચર્ચા થવા માંડી, અને ડીરેકટરોએ તેને બહુ ઠપકો આપ્યો, અને ફૉક્સ નામે પ્રધાને એક કાયદો રજુ કર્યો કે ડીરેકટરો પાસેથી કંપનીનો વહીવટ લઇને પાર્લમેન્ટને સોંપવો. પણ તે કાયદો મંજૂર થયો નહિ.

**पीट्टनुं बील** ( ૧૭૮૪ ). તે પછી બીજે વરસે પીટ્ટ નામે પ્રધાને તેને મળતો જ એક કાયદો મંજૂર કરાવ્યો. તેમાં એવો ઠરાવ હતો કે ડીરેકટરોમાંથી ૭ જણની એક સભા નીમવી, તે "બોર્ડ ઑફ કન્ટ્રોલ" કહેવાય. તેનો પ્રમુખ હિંદખાતાનો પ્રધાન કહેવાય. પાર્લમેન્ટના રજા સિવાય કંપની કોઈ રાજા સાથે વિગ્રહ કે સંધિ કરી શકે નહિ. ગવર્નર જનરલની કાઉન્સીલમાં ચાર મેમ્બરોને બદલે ત્રણ રાખવા, અને તેમાંનો એક હિંદનો સેનાધિપતિ હોવા જોઇએ. મુંબઈ અને મદ્રાસના ગવર્નરોને પણ મદદ કરનારી કાઉન્સીલ આપવી.

આથી હિદુસ્તાનના કારભારની ખરેખરી સત્તા બોર્ડ ઑફ કન્ટ્રોલના હાથમાં આવી.

**हेस्तींग्सनी राज्य पद्धति.** હિંદુસ્તાનમાં ઈંગ્રેજી રાજ્યનો પાયો નાખનાર લૉર્ડ ક્લાઇવ હતો. તેમ તે પાયો મજબુત કરી તેના ઉપર ઇમારત ચણનાર હેસ્તીંગ્સ હતો. તેણે વસુલાત ખાતામાંથી દેશીઓને કાઢીને કલેકટરો રાખ્યા. લડાઇઓના ખર્ચ તથા ડીરેકટરોની નાણાની માંગણીઓ પૂરી પાડવાને તેને કેટલાક અઘટીત કામો કરવાં પડ્યાં. તે ૧૭૮૫ માં ઈગ્લાંડ ગયો, ત્યાં તેના ઉપર તેના દુશ્મન ફ્રાંસિસે તથા બીજાઓએ પાર્લમેન્ટમાં ફરીયાદ કરી. તે કેસ

સાત વરસ સુધી ચાલ્યો. તેમાં તે આખરે નિર્દોષ ઠર્યો, પણ તેને ઘણો ખર્ચ થયો.

**लॉर्ड कार्नवालीस.** ( ૧૭૮૬–૧૭૯૩ ). વૉરન હેસ્તીંગ્સ સ્વદેશ ગયા પછી કાઉન્સીલના વડા મેમ્બર મેકફરસને એક વરસ સુધી ગવર્નર જનરલ તરીકે કામ ચલાવ્યું. પછી ૧૭૮૬ માં લૉર્ડ કાર્નવાલીસ ગવર્નર જનરલ થઇને આવ્યો. પીટના કાયદા પ્રમાણે અમલ કરવાની તેની ઇચ્છા હતી, પણ તેને લડાઇમાં ઉતરવું પડે તેવા સંજોગો તરતજ આવી મળ્યા.

**महीसूरनो त्रीजो विग्रह.** ( ૧૭૯૦–૧૭૯૨. ) ટીપુએ કાનડા તથા કૂર્ગના લોકો ઉપર તથા કોચીનના નાયર લોકો ઉપર ઘણો જુલમ કર્યો, અને ઘણાને મુસલમાન થવાની ફરજ પાડી. જેઓ મુસલમાન થયા નહિ તેમને કતલ કર્યા. પછી તેણે ત્રાવણકોર ઉપર ચઢાઇ કરી. ત્યાંનો રાજા ઇંગ્રેજનો મિત્ર હતો. તેણે ઇંગ્રેજની મદદ માગી, તેથી કાર્નવાલીસે મદદ આપવાનું કબુલ કર્યું. તેણે નિઝામ તથા મરેઠાને પોતાના પક્ષમાં લીધા, અને વિગ્રહ શરૂ કર્યો.

કાર્નવાલીસ પોતે લડવા ગયો. તેણે બેંગલોર જીતી લીધું. અને ૧૭૯૧ માં અરીકેરા પાસે ટીપુને હરાવ્યો. પછી તેણે શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલ્યો. આથી ટીપુ ગભરાયો, અને સલાહ કરવાનું કહેણ મોકલ્યું.

**श्रीरंगपट्टणनुं तहनामुं.** ( ૧૭૯૨ ). તેમાં એવા કરાર થયા કે ટીપુએ પોતાનું અર્ધું રાજ્ય તથા લડાઇનો ખર્ચ આપવો, અને તે શરત પાળતાં સુધી તેના બે દીકરાને ઇંગ્રેજના કબજામાં રાખવા તથા બધા કેદીઓને છોડી મૂકવા.

ટીપુનું અર્ધું રાજ્ય ઇંગ્રેજ, મરાઠા તથા નિઝામે સરખે ભાગે વહેંચી લીધું.

**जमाबंदीनी रीत.** મુગલાઇ પાદશાહોના વખતમાં જમીનદારોને જમીન ઇજારે આપવામાં આવતી. તેઓ વસુલાતની અમુક રકમ

ભરતા, પણ ખેડુતો પાસેથી તેમને ગમે તેટલી રકમ લેતા. જમીન પાદશાહની ગણાતી, અને જમીનદારો માત્ર તેના નોકર હતા. પણ કોઇ ખેડુત ગણોત ન ભરે તો તેમને ગમે તેવી સજા કરવાની તેમને સત્તા હતી. તેથી તેઓ ખેડુતો ઉપર બહુ જુલમ કરતા. આ જુલમ અટકાવવાને કાર્નવાલીસે કાયમને માટે એક સરખીજ રકમ ભરવાની રીત ઠરાવી, અને જમીનદારોનો વંશપરંપરાના પટ્ટા કરી આપ્યા.

કાર્નવાલીસે દરેક પરગણામાં ન્યાયની કોર્ટ સ્થાપી, અને કલેકટર તથા જજજનાં કામ જુદાં પાડયાં. તેણે દરેક ખાતામાં ઇંગ્રેજ નોકર રાખ્યા. તે ૧૭૯૩ માં સ્વદેશ ગયો.

**सर जॉन शोर** ( ૧૭૯૩–૧૭૯૮ ). તે કલકત્તામાં કંપનીનો જૂનો નોકર હતો. તેણે કાર્નવાલીસને જમાબંધીની રીત બાંધવામાં સારી મદદ કરી હતી. ઇંગ્લાંડની સરકારે તેને સખત હુકમ કર્યો હતો કે કોઇ દેશી રાજ્યની ખટપટમાં પડવું નહિ. તેની શાંત રાજ્યનીતિથી ઇંગ્રેજી સત્તાને ઘણો ધક્કો લાગ્યો. તેથી મરેઠા તથા ટીપુ નિરંકુશ થયા. અને મરેઠાએ નિજામ પાસે ચોથ માગી, તેથી નિજામે ઇંગ્રેજની મદદ માગી, પણ સરજોન શોરે તે આપી નહિ. મરેઠાએ નિજામ ઉપર ચડાઈ કરી, અને તેને ૧૭૯૫ માં કુર્દલાની લડાઇમાં હરાવીને તેનું અર્ધું રાજ્ય લઈ લીધું, તથા ચોથ આપવાનું કબુલ કરાવ્યું. ઇંગ્રેજોએ મદદ નહિ કરવાથી નિજામે ગુસ્સે થઇ તેના રાજ્યમાંથી ઇંગ્રેજી લશ્કર કાઢી મૂકયું, અને ફ્રેંચ ફોજ રાખી.

ઇ. સ. ૧૭૯૭ માં અયોધ્યાનો નવાબ અસફઉદદૌલા મરણ પામ્યો. તેની ગાદી વજીર અલ્લીને આપી. પણ પાછળથી માલમ પડયું કે વજીરઅલ્લી નવાબનો ખરો દીકરો નથી, તેથી સરજૉન શોરે તેને પેન્શન બાંધી આપી કાશીમાં રાખ્યો, અને અસફઉદદૌલાના ભાઇ સાદતઅલ્લીને ગાદી સોંપી. વજીરઅલ્લીએ કાશીમાં બંડ કર્યું અને અને રેસીડેન્ટ ચેરીનું ખૂન કર્યું. તેથી તેને ત્યાંથી લઈ જઇ કલકત્તામાં રાખ્યો. સરજોન શોર ૧૭૯૮ માં ઇંગ્લાંડ ગયો.

**માર્ક્વીસ વેલેસ્લી** (મૉર્નીંગ્ટન) ૧૭૯૮–૧૮૦૫. વેલેસ્લી વેપારી નહોતો, પણ ઉમરાવ વર્ગનો હતો. તેણે જોયું કે સરજોન શોરની શાંત રાજનીતિથી ઈંગ્રેજી રાજ્યના હકમાં ઘણું નુકસાન થાય છે. માટે તેણે હિંદુસ્તાનમાં ઈંગ્રેજની સર્વોપરી સત્તા સ્થાપવાનો વિચાર કર્યો, અને મદદગાર લશ્કર આપવાની રીત દાખલ કરી. તેમાં એવો ઠરાવ હતો કે દેશી રાજાઓ ઇંગ્રેજી મદદગાર લશ્કર રાખે, અને તેનો ખર્ચ આપે; અને ઇંગ્રેજ સરકાર તેમનું બરાબર રક્ષણ કરે.

આ વખતે પેશ્વા, સિંધીઆ, હોલ્કર, ગાયકવાડ અને ભોંસલે એ પાંચ જબરાં મરેઠી રાજ્યો હતાં. વળી નિજામ અને ટીપુનાં મુસલમાની રાજ્ય પણ જોરાવર હતાં. આ બધાં રાજ્યોમાં ફ્રેંચ અમલદારોનાં કેળવેલાં જબરાં સૈન્ય હતાં. ફ્રેંચ સરદાર નેપોલીયન યુરોપનાં ઘણાં રાજ્યોને તાબે કરી ઇજીપ્ત સુધી આવી પહોંચ્યો હતો. અને ઇંગ્રેજોને હિંદમાંથી કાઢી મૂકવાના ઇરાદાથી ટીપુએ નેપોલીયનને તેની મદદે આવવા લખ્યું હતું. આથી વેલેસ્લીએ નિજામ, ટીપુ અને પેશ્વાને પોતાના રાજ્યમાંથી ફ્રેંચોને હાંકી કાઢવાનું તથા ઈંગ્રેજી મદદગાર લશ્કર રાખવાનું કહ્યું. નિજામને મરેઠાની બીક હોવાથી તેણે ફ્રેંચોને કાઢી ઈંગ્રેજી લશ્કર રાખવાનું કબુલ કર્યું.

**મહીસૂરનો ચોથો વિગ્રહ** (૧૭૯૯). વેલેસ્લીએ ટીપુને મદદગાર લશ્કર રાખવાનું કહ્યું, પણ તેણે ના પાડી, અને કાબુલના રાજા તથા નેપોલીયન સાથે પત્ર વ્હેવાર ચલાવીને ઇંગ્રેજોને કાઢી મૂકવા માટે તેઓની મદદ માગી. તેથી તેની સાથે વિગ્રહ થયો. જનરલ સ્ટુઅર્ટે સદાશીર આગળ તથા હેરીસે માલવેલી આગળ ૧૭૯૯ માં ટીપુને હરાવ્યો. તેથી ટીપુ નાશીને શ્રીરંગપટ્ટણમાં ભરાયો. ઈંગ્રેજી લશ્કરે તેને ઘેરો ઘાલ્યો. ટીપુને નાસવાનો કોઇ રસ્તો મળ્યો નહિ, તેથી તે ગભરાયો અને નિરાશ થયો. તેણે સલાહનું કહેણુ મોકલ્યું. પણ ઠરાવમાં જનરલ હેરીસે એવી માગણીઓ કરી કે તેથી

ટીપુ માત્ર નામનો રાજા રહે. ટીપુને તે કરાર ગમ્યા નહિ, તેટલામાં ઇંગ્રેજી લશ્કર કિલ્લો તોડી શહેરમાં દાખલ થયું. ટીપુ દરવાજામાં લડતાં મરણ પામ્યો, અને મહીસૂર તાબે થયું, કાનડા, કોઇમ્બતુર અને વૈનાદ એ પ્રાંતો ઇંગ્રેજે રાખ્યા, અને થોડો ભાગ નિજામને આપ્યો. બાકીનું રાજ્ય હૈદરે ઉઠાડી મૂકેલા હિંદુ રાજાના વંશના એક બાળકને આપ્યું, અને તેના ઉપર દેખરેખ રાખવાને જનરલ વેલેસ્લી (માર્કીસ વેલેસ્લીના ભાઇ) ને નીમ્યો. ટીપુના દીકરાને પેન્શન બાંધી આપી વેલોરમાં રાખ્યા.

**ખાલસા કરેલાં રાજ્યો.** નિજામે મદદગાર લશ્કરના ખર્ચ માટે બેલારી અને કડપા, જે ટીપુનું રાજ્ય વહેંચતાં તેને ભાગ આવ્યા હતા, તે ઇંગ્રેજને આપ્યા.

તંજાવરનો રાજા રૈયતપર ઘણો જુલમ કરતો હતો, તે મરી ગયો. પછી બે વારસદારોએ ગાદીને માટે તકરાર કરવા માંડી. વેલેસ્લીએ દરેકને પેન્શન બાંધી આપી તે રાજ્ય ખાલસા કર્યું. ૧૮૦૧.

કર્ણાટકનો નવાબ મહમદઅલ્લી ૧૭૯૫ માં મરી ગયો, અને તેનો દીકરો ઉમદત ઉલ ઉમરા ગાદીએ બેઠો. ટીપુ સાથે લડાઇ ચાલતી હતી ત્યારે તેણે ઇંગ્રેજ વિરુદ્ધ ટીપુને મદદ કરવાના પત્રો લખ્યા હતા. શ્રીરંગપટ્ટણ સર થયું ત્યારે તે પત્રો ઇંગ્રેજને હાથ આવ્યા. તે ૧૮૦૧ માં મરણ પામ્યો ત્યારે ઇંગ્રેજે કર્ણાટક ખાલસા કર્યું.

અયોધ્યાનો નવાબ લશ્કરનો પગાર બરાબર આપી શકતો નહોતો, તેથી વેલેસ્લીએ તે પગાર બદલ વાયવ્ય પ્રાંત નવાબ પાસેથી લીધો.

**મરેઠી બીજો વિગ્રહ** (૧૮૦૩–૧૮૦૪). વેલેસ્લીએ પેશ્વા બાજીરાવને મદદગાર લશ્કર રાખવાનું કહ્યું. પણ તેના પ્રધાન નાના ફડનવીશે તેમ કરવાની ના પાડી. ઇ. સ. ૧૮૦૦ માં નાનો મરણ પામ્યો, અને તેની સાથે મરેઠી રાજ્યનું બધું ડહાપણ અને સત્તા પણ નાશ પામ્યાં. દોલતરાવ સિંધીયા અને જશવંતરાવ હોલ્કર

એક બીજાની અદેખાઇ કરતા હતા. પેશ્વા સિંધીયાને વશ હતો. તેણે હોલ્કરના ભાઇ વિઠોજીને મારી નંખાવ્યો. તેનું વેર લેવાને હોલ્કરે પુના ઉપર ચઢાઇ કરી, અને પેશ્વા તથા સિંધીયાને હરાવ્યા. બાજીરાવ નાશીને ઇંગ્રેજને શરણે ગયો. તેણે વસઇ મુકામે ઇંગ્રેજ સાથે સંધિ કરી.

**वसइनुं तहनामुं.** (૧૮૦૨) પેશ્વાએ ઈંગ્રેજી મદદગાર લશ્કર રાખવું અને તેના ખર્ચના દર વરસે ૨૬ લાખ રૂપીઆ આપવા. તેના રાજ્યમાં ઈંગ્રેજની દુશ્મન કોઇ પણ યુરોપી પ્રજાને રાખવી નહિ. સુરત ઉપરથી હક ઉઠાવી લેવો. નિજામ તથા ગાયકવાડ સાથેના વાંધા ઈંગ્રેજ મારફત પતાવવા. તેના બદલામાં ઈંગ્રેજ સરકારે તેની ગાદી બચાવવી અને તેના રાજ્યનું રક્ષણ કરવું.

આ સલાહથી પેશ્વાએ મરેઠી રાજ્યનું સ્વતંત્રપણું ખોયું, અને ઈંગ્રેજની સર્વોપરી સત્તા કબૂલ કરી. રઘુજી ભોંસલે તથા દોલતરાવ સિંધીયાએ આ સલાહ કબુલ રાખી નહિ, અને બંનેએ મળીને ઈંગ્રેજ સામે વિગ્રહ આરંભ્યો. હોલ્કરને તેની સાથે જોડાવાને કહ્યું પણ તે અલગ રહ્યો. જનરલ લેઇક લશ્કર લઇને ઉત્તરમાં ગયો, અને કર્નલ વેલેસ્લી તથા કર્નલ સ્ટીવનસન દક્ષિણમાંથી નીકળ્યા. વેલેસ્લીએ અહમદનગર જીતી લીધું અને અસાઇ તથા આર્ગામની લડાઇમાં ૧૮૦૩ માં સિંધીયા તથા ભોંસલેને હરાવ્યા. લેઇકે સિંધીયાના ફ્રેંચ લશ્કરને લાસ્વારી પાસે હરાવ્યું, અને આગ્રા તથા દિલ્હી જીતી લીધાં. તેણે આંધળા પાદશાહ શાહઆલમને સિંધીયાના બંધનમાંથી છોડાવ્યો. ત્યારથી તે ઈંગ્રેજના આશ્રય તળે રહ્યો. છેવટે ભોંસલેએ દેવગામ મુકામે અને સિંધીયાએ સિરજીઅંજે ગામ મુકામે સલાહ કરી.

**देवगामनुं तहनामुं** (૧૮૦૩). તેમાં ભોંસલેએ એવા કરાર કર્યા કે: કટક, બાલાસોર તથા વર્ધા નદીની પશ્ચિમનો મુલક ઇંગ્રેજને આપવો. પરરાજ્ય વચ્ચેના વાંધા ઈંગ્રેજ મારફત પતાવવા. ઈંગ્રેજની દુશ્મન પ્રજાને રાજ્યમાં રાખવી નહિ.

**सिरजीअंजेनुं तहनामुं.** (૧૮૦૩) સિંધીયાએ કરાર કર્યો કેઃ ગંગા અને જમના વચ્ચેનો દુઆબ, ભરૂચ તથા અહમદનગર ઈંગ્રેજને આપવાં. પરરાજ્ય વચ્ચેના વાંધા ઇંગ્રેજ મારફત પતાવવા. રજપુતાના તથા નિઝામના રાજ્યની ચોથ લેવાનો હક્ક ઇંગ્રેજને આપવો.

**मरेठी त्रीजो विग्रह.** (૧૮૦૪) હોલ્કરે ઇંગ્રેજના આશ્રિત રજપુત રાજ્યોમાં લુંટફાટ કરવા માંડી. વેલેસ્લીએ તેને પાછા જવાનું કહ્યું, પણ તેણે માન્યું નહિ. તેથી વિગ્રહ થયો. ૧૮૦૪ માં જનરલ લેકે ફરૂકાબાદ પાસે તથા મોન્સન અને ફ્રેજરે દિગ આગળ હોલ્કરને હરાવ્યો. ભરતપુરનો રાજા હોલ્કરના પક્ષમાં હોવાથી લેકે ભરતપુરને ઘેરો ઘાલ્યો. પણ તે કિલ્લો જીતાયો નહિ. અંતે ૨૦ લાખ રૂપીઆ આપી ત્યાંના રાજાએ સલાહ કરી, અને હોલ્કરનો પક્ષ છોડી દીધો. આ વખતે સિંધીયા ઇંગ્રેજનો પક્ષ છોડી હોલ્કરને મળી ગયો હતો. વિગ્રહ હજુ ચાલતો હતો તેવામાં વેલેસ્લી ૧૮૦૫ માં સ્વદેશ ગયો.

તે બહાદુર અને દૃઢ નિશ્ચયવાળો હતો. તેણે ઇંગ્રેજી રાજ્ય ઘણું વધાર્યું.

**लार्ड कानवालीस** (બીજીવાર) ૧૮૦૫. કંપનીના ડીરેક્ટરોને વેલેસ્લીના લડાયક રાજનીતિ પસંદ પડી નહિ, માટે તેમણે લૉર્ડ કાર્નવાલીસને દેશી રાજ્યો સાથે સલાહ કરી શાંતિથી અમલ કરવાને મોકલ્યો. તે પહેલાં ગવર્નર જનરલ તરીકે હિંદુસ્તાનમાં આવી ગયો હતો. આ વખતે તેની ઉમર ૭૦ વરસની હતી. તે સિંધીઆ તથા હોલ્કર સાથે સંધિ કરવાના ઇરાદાથી લૉર્ડ લેઇકને મળવા જતો હતો ત્યારે રસ્તામાં ગાજીપુર પાસે મરણ પામ્યો.

**सर ज्यॉर्ज बार्लो** (૧૮૦૫-૧૮૦૭) કાર્નવાલીસ અચાનક મરણ પામવાથી કાઉન્સીલના વડા મેમ્બર સર જ્યૉર્જ બાર્લોએ બે વરસ સુધી આક્ટીંગ ગવર્નર જનરલ તરીકે કામ ચલાવ્યું. તેણે સિંધીઆ તથા હોલ્કરનો મુલક પાછો આપીને તેમની જોડે સલાહ કરી.

**વેલોરનું બંડ.** વેલોરના લશ્કરના દેશી સિપાઇઓને એવો હુકમ કરવામાં આવ્યો કે કોઇએ કપાળમાં ટીલાં ટપકાં કરવાં નહિ, દાઢી મૂછ અમુક રીતે કતરાવવી, દેશી પાઘડી પહેરવી નહિ, પણ ટોપીના જેવી અમુક ઘાટની પાઘડી પહેરવી. આથી તેમને ખ્રીસ્તી બનાવવા છે એવો વહેમ આવ્યો, તેથી તેઓએ બળવો કર્યો, અને ઘણા ઇંગ્રેજ સીપાઇઓને મારી નાખ્યા. અર્કાટથી કર્નલ ગીલેસ્પીએ લશ્કર સાથે આવીને તે બંડ સમાવ્યું. આ બળવામાં ટીપુના દીકરા સામેલ છે એવો વહેમ આવવાથી તેમને કલકત્તે મોકલી દીધા.

**લૉર્ડ મીન્ટો.** (૧૮૦૭–૧૮૧૩). ૧૮૦૭ માં લૉર્ડ મીન્ટો ગવર્નર જનરલ થઇને આવ્યો. તેણે ફ્રેંચના મોરીશ્યસ તથા જાવા બેટ જીતી લીધા, તથા સરહદના રાજ્યો જોડે મિત્રાચારી કરવાને એલચી મોકલ્યા. ઇરાનમાં માલ્કમને. અફઘાનીસ્તાનમાં એલ્ફીસ્ટનને, અને પંજાબના રાજા રણજીતસિંહ પાસે મેટકાફને એલચી તરીકે મોકલ્યા.

ઇ. સ. ૧૭૭૩ માં રેગ્યુલેટીંગ આકટ થયો ત્યારથી કંપનીનો પટ્ટો વીસ વીસ વરસે ફેરવવાનો ઠરાવ થયો હતો. તેથી ૧૭૯૩ માં તે ફેરવવામાં આવ્યો હતો, અને ૧૮૧૩ માં પણ નવો પટ્ટો કરી આપ્યો. આથી બધા ઇંગ્રેજ વેપારીઓને હિંદુસ્તાન સાથે વેપાર કરવાની છૂટ મળી, અને ચીનનો વેપાર માત્ર કંપનીજ કરે એમ ઠરાવવામાં આવ્યું. લૉર્ડ મીન્ટો ૧૮૧૩ માં સ્વદેશ ગયો.

**લોર્ડ હેસ્ટીંગ્સ** (મૅાયરો). ૧૮૧૪–૧૮૨૩. તેના વખતમાં પ્રથમ નેપાળ જોડે વિગ્રહ થયો.

**નેપાળ વિગ્રહ.** (૧૮૧૫–૧૮૧૬) નેપાળમાં પ્રથમ બૌદ્ધ ધર્મી લોકો રહેતા હતા, પણ કાશ્મીરમાંથી ગુરખા જાતના રજપુતોએ આવી તે મુલક જીતી લીધો. તેઓ બહાદુર લડવૈયા છે.

તેમણે બ્રીટીશ સરહદ ઉપર ચડાઇ કરી, અને અયોધ્યાનાં બે પરગણાં લઇ લીધાં તેથી વિગ્રહ થયો.

ઇંગ્રેજી લશ્કરની ચાર ટુકડીઓએ ચાર તરફથી નેપાળ ઉપર એકી વખતે હુમલો કીધો. તેમાં જનરલ ગીલેસ્પી અને જનરલ આકટરલોની મુખ્ય સરદારો હતા. ગીલેસ્પી કાલુંગાનો કિલ્લો લેતાં મરાયો. પણ આકટરલોની એ ૧૮૧૫ માં મલુન પાસે અને ૧૮૧૬ માં મકવાનપુર પાસે ગુરખાને હરાવ્યા. તેથી નેપાળના મહારાજાએ સેગાઉલી મુકામે સલાહ કરી.

**सेगाउल्लीनु तहनामु** (૧૮૧૬). તેમાં એવા ઠરાવ થયા કે કાલી નદીના પશ્ચિમના મુલક તથા કમાઉન પ્રાંત ઇંગ્રેજને આપવો. તથા બ્રીટીશ રેસીડેન્ટ ખટમંડુમાં રાખવો.

ત્યારથી નેપાળનો રાજા હજુ સુધી ઇંગ્રેજનો મિત્ર છે, અને ઘણા ગુરખા લોકો ઇંગ્રેજી લશ્કરમાં નોકર છે.

**पींडारी विग्रह**. (૧૮૧૭). પીંડારા લોકો લૂંટારા હતા. તેમાંના કેટલાક પઠાણ હતા તથા કેટલાક મરાઠા હતા. તેઓને રહેવાને ઘરબાર નહોતાં, પણ તેઓ લૂંટફાટ કરતા અને નાસતા ફરતા. અમારખાન, કરીમખાન, અને ચીતુ એ તેઓના મુખ્ય સરદારો હતા. હેસ્તીંગ્સે તેમને નિર્મૂળ કરવાને ૧૨૦૦૦૦ માણસનું લશ્કર તૈયાર કર્યું. તે લશ્કરે પીંડારાને ચોમેરથી ઘેરી લીધા, તેથી તેઓ શરણે થયા. ચીતુ નાશી ગયો તેને વાઘે મારી નાંખ્યો. ઇંગ્રેજે અમીરખાંને ટોંકની જાગીર આપી. અને કરીમખાંને ગોરખપુરની જાગીર મળી.

**मरेठी चोथो विग्रह. (૧૮૧૭).** પેશ્વા, ભોંસલે તથા હોલ્કરે એક સંપ કરીને ઇંગ્રેજ સાથે લડી ફરીથી મરેઠી સત્તા સ્થાપવાને ખટપટ કરવા માંડી.

**પેશ્વા સાથે વિગ્રહ**—વસાઇની સંધિ થયા પછી બાજીરાવ તેના પ્રધાન ત્રીંબકજી ડેંગલેની બદસલાહથી ઇંગ્રેજ સામે લડવાની ખટપટ

કર્યા કરતો હતો. તે પીંડારા લોકોને મદદ કરતો હતો. ગાયકવાડ તરફથી ગુજરાતની મહેસુલ સંબંધી નિવેડો કરવાને ગંગાધર શાસ્ત્રી ઈંગ્રેજની ખાત્રીથી પુનામાં આવ્યો હતો. તેને ત્રીંબકજીએ મારી નંખાવ્યો, તેથી ઈંગ્રેજે તેને થાણામાં કેદ કર્યો. ત્યાંથી તે એક વરસની અંદર નાસી ગયો. બાજીરાવ તેને પૈસાની મદદ કરતો હતો. એ વાતની રેસીડેન્ટ એલ્ફીન્સ્ટનને ખબર પડતાં તેણે પુના મુકામે પેશ્વાને સખત કરાર કરવાની ફરજ પાડી. પણ બાજીરાવે તે કરાર પાળ્યા નહિ અને ખડકીમાં ઈંગ્રેજી છાવણીપર હુમલો કર્યો. તેથી લડાઇ થઇ. તેમાં તે હાર્યો, ૧૮૭૦. તેજ સાલમાં કોરેગામ આગળ પણ તે હાર્યો, અને નાશી ગયો. બીજે વરસે તેનો બહાદુર સરદાર બાપુજી ગોખલે આષ્ટે આગળ લડયો, પણ તે હાર્યો અને મરાયો. બાજીરાવ આખરે શરણે થયો. પણ તેણે ઈંગ્રેજને એટલી બધી વાર છેતર્યા હતા કે હવે તેના વિશ્વાસ રાખી શકાય તેમ નહોતું. તેથી તેનું રાજ્ય ખાલસા કર્યું, અને તેને આઠ લાખ રૂપીઆનું પેન્શન બાંધી આપી બીઠુરમાં રાખ્યો. ઇ. સ. ૧૮૧ .

**ભોંસલે સાથે લડાઈ**—નાગપુરનો રઘુજી ભોંસલે મરી ગયા પછી તેનો પુત્ર પરસાજી ગાદીએ બેઠો. તે ગાંડા જેવો હતો તેથી તેનો એક સગો આપાસાહેબ રાજ્યનું કામ કરતો. તેણે ૧૮૧૭ માં પરસાજીને મારી નાખીને ગાદી પોતે લીધી. તે બાજીરાવ સાથે મળીને ઈંગ્રેજ સામે કાવતરાં કરતો હતો. બાજીરાવે લડાઇ શરૂ કરી કે તરતજ તેણે પણ સિતાબલ્ડીની ઈંગ્રેજી છાવણીપર હુમલો કર્યો. ઇંગ્રેજી લશ્કર ઘણુંજ થોડું હતું, તો પણ તેમણે ટક્કર લીધી, અને હુમલો પાછો વાળ્યો. ત્યાર પછી જબલપુર પાસે આપાસાહેબ ફરીથી હાર્યો, અને રજપુતાનામાં નાશી ગયો. ત્યાં તે રખડીને મરણ પામ્યો. ઇંગ્રેજે રઘુજી ભોંસલેના પૌત્રને નાગપુરની ગાદી સોંપી. તે ૧૮૫૩ માં મરી ગયા પછી લૉર્ડ ડેલહાઉસીના વખતમાં તે રાજ્ય ખાલસા થયું.

**હોલ્કર સાથે લડાઇ**—જશવંતરાવ હોલ્કર મરી ગયા પછી તેની

વિધવા સ્રી તુળસીબાઇ તેના બાળક મલ્હારરાવને ગાદીએ બેસાડી રાજ્ય ચલાવતી હતી. તેને ઇંગ્રેજ સામે થવાની મરજી નહોતી, પણ તેના સરદારો બાજીરાવના પક્ષમાં હતા. તેમણે તેને મારી નાંખી, અને ઈંગ્રેજ સામે લડાઇ આરંભી. ૧૮૧૭ માં માહિદપુર આગળ ઈંગ્રેજ સરદાર હિસ્લોપ તથા માલ્કમે હોલ્કરના લશ્કરને હરાવ્યું. તેથી તેણે મંદેસર પાસે સલાહ કરી,

**मंदेसरनु तहनामु.** (૧૮૧૮). તેમાં નીચે પ્રમાણે કરાર થયા: હોલ્કરે ઈંગ્રેજી મદદગાર લશ્કર રાખવું, ઈંગ્રેજ તાબાના રજપૂત રાજ્યો ઉપરથી બધા હક છોડી દેવા, પીંડારાને મદદ કરવી નહિ, અને સાતપુડાની દક્ષિણનો મુલક ઈંગ્રેજને આપવો.

હેસ્તીંગ્સે વેલેસ્લીનું આરંભેલું કામ પૂરૂં કર્યું. મરેઠાની સત્તા તોડી પાડી, અને બધાં રજપુત રાજ્યોમાં મદદગાર લશ્કર રખાવ્યાં. તેણે દેશી કેળવણીને સારૂં ઉત્તેજન આપ્યું, અને ઘણે ઠેકાણે નિશાળો ઉઘાડી, તથા કલકત્તામાં કોલેજ સ્થાપી. તેના વખતમાં પહેલવહેલાં વર્તમાનપત્રો શરૂ થયાં. તે ૧૮૨૩ માં સ્વદેશ ગયો.

**लोर्ड आम्हर्स्ट.** (૧૮૨૩–૧૮૨૮). તેના વખતમાં પહેલો બ્રહ્મી વિગ્રહ અને ભરતપુરનો ઘેરો એ બે મુખ્ય બનાવ બન્યા.

**पहेलो ब्रह्मी विग्रह** (૧૮૨૪–૧૮૨૬). બ્રહ્મદેશના રાજાએ શાહપુરી બેટમાંથી ઈંગ્રેજી થાણું ઉઠાડી મૂક્યું, ગવર્નર જનરલે તે બાબત ખુલાસો માગતાં રાજાએ કાંઇ જવાબ આપ્યો નહિ, પણ પોતાના બહાદુર સરદાર મહાબંદુલાને લશ્કર તથા સોનાની સાંકળો આપીને મોકલ્યો, અને બંગાળા જીતી લઇ ગવર્નર જનરલને તે સાંકળોથી બાંધી લઇ આવવાનો હુકમ કર્યો. બ્રહ્મી લોકો લડવામાં બહુ હુશીયાર નહોતા, અને ઈંગ્રેજનું બળ કેટલું છે તે જાણતા નહોતા. ઈંગ્રેજી લશ્કર સર આર્ચીબાલ્ડ કેમ્પબેલની સરદારી નીચે જળમાર્ગે રંગુન ગયું. તેણે ૧૮૨૪ માં રંગુન તથા માર્તાબાન લઇ

લીધાં. મહાબંદુલા એકદમ આરાકાનમાંથી પાછો આવ્યો. કેમ્પબેલે તેને રંગુન તથા પ્રોમ આગળ ૧૮૨૫ માં હરાવ્યો, તેથી તે નાશી ગયો. ૧૮૨૬ માં પગામ આગળ બહ્મી લશ્કરે ફરીથી હાર ખાધી, તેથી યંદાબુ મુકામે સલાહ થઇ.

**યંદાબુનુ તહનામું** (૧૮૨૬). તેમાં એવા કરાર થયા કે આસામ, આરાકાન તથા તેનાસરીમ પ્રાંતો ઈંગ્રેજને આપવા, તથા લડાઇના ખર્ચ બદલ એક કરોડ રૂપીઆ આપવા.

**ભરતપુરનો ઘેરો.** (૧૮૨૬). ભરતપુરના બાળ રાજાને ગાદીએથી ઉઠાડી મૂકી તેનો પિત્રાઈ ભાઇ દુર્જનસાલ ગાદીએ બેઠો, અને ઈંગ્રેજ સામે લડવાને તૈયાર થયો. લૉર્ડ આમ્હર્સ્ટે બાળ રાજાનો પક્ષ કરીને લૉર્ડ કોમ્બરમીયરને લડવા મોકલ્યો. ભરતપુરનો કિલ્લો ઘણોજ મજબુત હતો. ૧૮૦૫ માં લોર્ડ લેઇક પણ તે લઇ શક્યો નહોતો. આવા અજીત કિલ્લાને લીધે દુર્જનશાલ પોતાને નિર્ભય માનતો હતો. પણ કોમ્બરમીયરે સુરંગોથી તે કિલ્લો એક ઠેકાણે તોડયો. તેથી ઇંગ્રેજી લશ્કર અંદર પેઠું, અને તેણે ભરતપુરનો અજીતગઢ જીત્યો. દુર્જનસાલને પકડી કેદ કર્યો, અને બાળ રાજાને પાછો ગાદીએ બેસાડયો.

આમ્હર્સ્ટ ૧૮૨૮ માં સ્વદેશ ગયો.

**લૉર્ડ વિલ્યમ બેન્ટીંક.** ( ૧૮૨૮–૧૮૩૫. ) તે એક ડાહ્યો, દયાળુ અને ભલો ગવર્નર હતો. તે પહેલાં મદ્રાસનો ગવર્નર હતો, તેથી તેને હિંદુસ્તાનના કારભારનો સારો અનુભવ હતો. તેનો મત્ત હમેશાં એવો હતો કે પ્રજાના હિતમાં રાજ્યનું હિત છે. તેથી તેણે ઘણાં પરોપકારી કાર્યો કર્યાં.

**સુધારા.** અકબરે સતી થવાનો ચાલ બંધ કરવાને ઘણી મહેનત કરી હતી, પણ તે તદન બંધ થયો નહોતો. બેન્ટીંકે તે તદન બંધ કર્યો, અને તે કામમાં સામેલ થનારને સજા કરવી એવો કાયદો કર્યો. દેશીઓને મોટી નોકરીઓ આપવાનો ધારો કર્યો;

ઇંગ્રેજી નિશાળો સ્થાપી; બ્રહ્મી વિગ્રહમાં ઘણો ખર્ચ થયો હતો તેથી બેન્ટીંકે રાજ્યનો ખર્ચ ઘટાડવાનું ધાર્યું. એટલા માટે તેણે નોકરોના પગારમાં ઘટાડો કર્યો, અને સીપાઇઓને લડાઈમાં બેવડું ભથ્થું મળતું, તે બંધ કર્યું. વળી અફીણ ઉપર જકાત નાંખીને ઉપજ વધારી, કોર્ટમાં ફારસી ભાષા વપરાતી તેને બદલે દેશી ભાષા વાપરવાનો ધારો કર્યો.

**ઠग अथवा फांसीआ लोको**—ઠગ લોકો મધ્ય હિંદમાં રહેતા, અને મુસાફર કે સાધુને વેશે ફરતા. તેઓ મુસાફરો સાથે મળી જઇને તેઓને અચાનક ગળે ફાંસો દઇને મારી નાંખતા, અને તેમનો માલ લૂટી લેતા. તેઓ પોતાની ગુપ્ત ભાષા અને ઇશારતો વાપરતા, જે તેમના સિવાય બીજા લોકો સમજી શકતા નહિ. બેન્ટીંકે મેજર સ્લીમનની મદદથી તે લોકોની તપાસ કરવા માંડી, અને સાત આઠ વરસમાં લગભગ ૧૫૦૦ ઠગ લોકોને પકડયા, તથા થોડા વખતમાં બધા નાબુદ કર્યા. પકડાયલા ઠગોને જબલપુરના કારખાનામાં કામે લગાડવામાં આવ્યા.

**महीसुरमां अंधेर**—મહીસુરનો રાજા કૃષ્ણરાજ ઘણો ઉડાઉ તથા ખરાબ ચાલનો હતો, અને લોકો ઉપર બહુ જુલમ કરતો, તેથી ૧૮૩૦માં લોકોએ બંડ કર્યું. તેથી બેન્ટીંકે રાજાને પેન્શન બાંધી આપી રાજ્યને ઇંગ્રેજના વહીવટ નીચે લીધું. તે રાજ્ય ૧૮-૮૧માં તે રાજાના દત્તપુત્રને પાછું સોંપ્યું.

**कुर्ग खालसा**—કૂર્ગનો રાજા ઘણો જુલમી હતો. તેણે ઘણા લોકોનાં ખૂન કર્યાં, તેથી ત્યાંના લોકોની માગણીથી બેન્ટીંકે તે રાજ્ય ખાલસા કર્યું ઇ. સ. ૧૮૩૪.

**कंपनीना पट्टामां फेरफार**–૧૮૩૩માં કંપનીના પટ્ટાની વીશ વરસની મુદત પૂરી થતાં નવો પટો કરી આપવામાં આવ્યો. આથી સઘળા ઇંગ્રેજોને હિંદ તથા ચીનમાં વેપાર કરવાની છૂટ મળી,

અને કંપનીનો વેપાર બંધ કરી તેને માત્ર રાજ્ય કરવાનું સોંપ્યું. ૧૮૩૫ માં બેન્ટીકે હિંદુસ્તાન છોડયું.

**लॉर्ड आकलांड.** ( १८३६–१८४२ ).

**मेटकाफ.** બેન્ટીંગ ગયા પછી એક વરસ વાયવ્ય પ્રાંતના ગવર્નર સર ચાર્લ્સ મેટકાફે ગવર્નર જનરલ તરીકે કામ ચલાવ્યું. તેણે છાપખાનાને છૂટ આપી, એટલે કે સરકારની રાજનીતિ સંબંધે વર્તમાનપત્રોમાં સ્વતંત્રપણે વિચાર દર્શાવવાની રજા આપી. ૧૮૩૬ માં આકલાંડ ગવર્નર જનરલ થઇને આવ્યો.

**अफघान पहेलो विग्रह.** ( ૧૮૩૯–૧૮૪૨ ). અહમદશાહ અબ્દલ્લીના વંશનો શાહશુજા અફઘાનીસ્તાનમાં રાજ્ય કરતો હતો. તેને ઉઠાડી મૂકીને તેના ભાઈ મહમદે ગાદી લઇ લીધી, તેથી શાહશુજા ઇંગ્રેજના આશ્રય તળે લુધીઆણામાં આવી રહ્યો. મહમદને મારીને દોસ્તમહમદ ગાદીનો ધણી થયો તે અબ્દલ્લીના પ્રધાનનો વંશનો હતો. આ વખતે રૂશીયન લોકો હિંદુસ્તાનપર ચઢાઇ કરે એવી ધાસ્તી હતી તેથી લૉર્ડ આકલાંડે અમીર સાથે કેટલાક કરાર કરવા સારૂ કૅપટન બર્ન્સને મોકલ્યો. અમીરે કરાર કબુલ કરતાં પંજાબના રણજીતસિંહ પાસેથી પેશાવરનું થાણું અપાવવા માગણી કરી. પણ તે ઇંગ્રેજનો મિત્ર હોવાથી અમીરની માગણી મંજુર થાય તેમ નહોતું, તેથી દોસ્તઅલ્લી ગુસ્સે થયો. આ વખતે રૂશીયન એલચી પણ કાબુલમાં હતો, તેનું અમીરે સારૂં સન્માન કર્યું. તેથી આકલાંડે રણજીતસિંહ સાથે ૧૮૩૮માં સલાહ કરીને શાહશુજાને કાબુલની ગાદીએ બેસાડવાને તૈયારી કરી. ઇંગ્રેજ સરદાર સર જોન-કીને કાબુલ, કંદહાર તથા ગીઝની જીતી ૧૮૩૯માં શાહશુજાને ગાદીએ બેસાડયો. દોસ્ત મહમદ બોખારા તરફ નાઠો. તેણે એક વાર ફરીથી બહાદુરીથી લડાઈ કરી, પણ હારીને શરણે થયો. તેને કેદ કરીને કલકત્તે મોકલવામાં આવ્યો. જનરલ સેલ તથા નૉટને

લશ્કર આપી ત્યાં રાખવામાં આવ્યા, અને બાકીનું લશ્કર હિંદમાં પાછું આવ્યું.

બે વરસ અફઘાનીસ્તાનમાં ઠીક ચાલ્યું, પણ શાહશુજાને લોકો ચાહતા નહોતા, તેથી દોસ્ત મહમદના દીકરા અકબરખાંની સરદારી નીચે તેઓએ બંડ કર્યું, અને આલેકઝાંડર બર્ન્સ તથા બીજા ઇંગ્રેજ અમલદારોને મારી નાખ્યા. ઇંગ્રેજી વકીલ મેકનોટન અકબરખાં પાસે સલાહ કરવા ગયો, તેને અકબરખાંએ ગોળીથી મારી નાખ્યો, અને પછી કાબુલ ઉપર હુમલો કર્યો. ઇંગ્રેજી લશ્કર હથીયાર છોડી તાબે થયું. દગાબાજ અકબરખાંએ તેમને સહીસલામત હિંદમાં જવા દેવાનું વચન આપ્યું. પણ સાંકડા પહાડી રસ્તામાંથી પસાર થતાં તેણે વિશ્વાસઘાત કરીને તેમને કાપી નાખ્યા. લેડી સેલ, લેડી મેકનાટન વગેરે કેદ પકડાયાં. સોળ હજાર માણસમાંથી માત્ર એકલો ડાકટર બ્રાઇડન સહીસલામત જલાલાબાદ પહોંચ્યો, બાકીના ભૂખ, થાક, થંડ તથા દુશ્મનોના હાથથી મરણ પામ્યા. જલાલાબાદમાં રોબર્ટ સેલ તથા કંદહારમાં જનરલ નૉટ બહાદુરીથી પોતાનો બચાવ કરી રહ્યા. બંડખોરોએ શાહશુજાને મારી નાખ્યો. ૧૮૪૧.

**ચીનનો પહેલો વિગ્રહ.** ( ૧૮૪૦–૧૮૪૨. ) હિંદનું અફીણ ચીનમાં જવાથી ત્યાંના લોકો તેના વ્યસનથી પાયમાલ થવા લાગ્યા. તેથી ચીનના રાજાએ અફીણનો વેપાર કરવાની મના કરી. તોપણ ઇંગ્રેજ વેપારીઓ છાનામાના અફીણ લાવતા. કંતાનના સુબાએ તે માલની તપાસ કરીને તેની પેટીઓનો નાશ કરાવ્યો, તેથી ઇંગ્રેજને ચીન સાથે વિગ્રહ થયો. ઇંગ્રેજ સરદાર જનરલ ગાફે ચીનના રાજાને હરાવી સલાહ કરવાની ફરજ પાડી. તેથી તેણે હોંગકોંગ બેટ ઇંગ્રજને આપ્યો, તથા ચીનના ચાર બંદરોમાં વેપાર કરવાની ઇંગ્રેજોને છૂટ આપી.

**લૉર્ડ એલનબરો.** ( ૧૮૪૨–૧૮૪૪. ) અફઘાનીસ્તાનમાં ઇંગ્રેજી લશ્કરની દુર્દશા થયાના માઠા સમાચાર કલકત્તે પહોંચ્યા પછી

તરતજ લૉર્ડ આકલાંડ સ્વદેશ ગયો, અને તેની જગાએ લોર્ડ એલનબરો આવ્યો.

**अफघान पहेला विग्रहनी समाप्ति.** એલનબરોએ અકબરખાં ઉપર વેર લેવા માટે સેલની મદદે પોલોકને અને નૉટની મદદે જનરલ ઇંગ્લાંડને લશ્કર લઇને મોકલ્યા, પોલોક તથા સેલના લશ્કરે કાબુલ ઉપર ચઢાઇ કરી. અને નૉટના લશ્કરે ગીજની ઉપર ચઢાઈ કરી તે જીતીને તે કાબુલ તરફ ગયો. બેઉ લશ્કરને આવતાં સાંભળીને અકબરખાં નાશી ગયો. ઈંગ્રેજ કેદીઓને લાંચ આપીને છોડાવવામાં આવ્યા. ઇંગ્રેજોએ કાબુલના સુંદર બજારનો નાશ કર્યો, અને તે શહેર લૂંટીને તથા બાળીને પોતાનું વેર વાળ્યું. શાહશુજા મરી ગયો હતો, માટે હવે લડવાનું કારણ નહિ હોવાથી બધું લશ્કર હિંદમાં પાછું આવ્યું ઇ. સ. ૧૮૪૨.

**सिंध विग्रह.** ( ૧૮૪૩. ) અફઘાન વિગ્રહ વખતે સિંધના અમીરોએ ઇંગ્રેજી લશ્કરને સિંધમાંથી પસાર થતાં હરકત કરી હતી, તેથી ઇંગ્રેજને અમુક મુલક આપીને સલાહ કરવાની તેમને ફરજ પાડી હતી. તે સલાહથી અમીરો ઘણા નારાજ હતા, અને ઈંગ્રેજના દુશ્મનો સાથે મળીને ખટપટ કરતા હતા. તેથી તેમ ની સાથે લડાઇ થઇ. ઈંગ્રેજ સરદાર સર ચાર્લ્સ નેપીયરે ૧૮૪૩ માં અમીરોને મીયાની અને હૈદ્રાબાદની લડાઇમાં હરાવ્યા, અને સિંધ ખાલસા કર્યું.

**सिंधीया साथे विग्रह.** (૧૮૪૩). જંકોજી સિંધીયા મરણ પામ્યો તેથી તેની રાણી તારાબાઇએ જયાજીરાવને દત્તક લઇ પોતે રાજ્ય કરવા લાગી. તે ઘણી નાની ઉમરની અને બીન અનુભવી સ્ત્રી હતી. તેનું લશ્કર જબરૂં હોવાથી તેને કબજામાં રાખી શકતી નહોતી, તેથીગવર્નર જનરલે જંકોજીના મામાને રાજ્ય રક્ષક નીમ્યો. પણ દાદાખાસજીની ઉશ્કેરણીથી તારાબાઇએ મામાને કાઢી મૂક્યો. અને તેની જગાએ દાદાને રાખ્યો. તેથી સર હ્યુ ગાફ લશ્કર લઇને ગયો. તેણે સિંધીયાના લશ્કરને ૧૮૪૩ માં મહારાજપુર અને પનીઆર પાસે હરાવ્યું, સિંધીયાએ ગ્વાલીયર મુકામે સલાહ કરી.

**ગ્વાલીરનું તહનામું.** (૧૮૪૩) તેમાં એવા ઠરાવ થયા કે જયાજીરાવ મોટો થતાં સુધી રેસીડેન્ટની સલાહ પ્રમાણે છ જણની એક કાઉન્સીલ કારભાર ચલાવે, સિંધીયાનું લશ્કર ઓછું કરવું, અને ગ્વાલીયરમાં મદદગાર લશ્કર રાખવું.

## લૉર્ડ હાર્ડિંગ. (૧૮૪૪–૧૮૪૮).

**પહેલો શીખ વિગ્રહ.** (૧૮૪૪–૧૮૪૬). પંજાબનો રાજા રણજીતસિંહ જે ઈંગ્રેજનો મિત્ર હતો તે ૧૮૩૯ માં મરણ પામ્યો. તેનું લશ્કર ઘણું જોરાવર હતું, અને યુરોપીયન પદ્ધતિથી કેળવાયેલું હતું. તેના મુઆપછી રાજ્યમાં અવ્યવસ્થા થઇ ગઇ. સરદારો અને રાજકુટુંબમાં ઘણાં ખુન થયાં. આખરે તેનો દીકરો દુલીપસિંહ ગાદીએ બેઠો. શીખ સરદારોએ ખાલસા નામે સભા નીમી. રાજ્યની બધી સત્તા તેના હાથમાં હતી, તોપણ લશ્કરનો ડર તેને ઘણો હતો. તેથી લશ્કરનું બળ નરમ પાડવાનો ખાલસા સભાએ વિચાર કર્યો, અને તેને ઈંગ્રેજી સરહદ ઉપર ચડાઈ કરવાને મોકલ્યું. તે સતલજ ઓળંગી ઈંગ્રેજી સરહદમાં પેઠું, તેથી વિગ્રહ થયો. શીખ લશ્કરમાં એક લાખ માણસો તથા બસેં તોપો હતી. ઈંગ્રેજને આવા જબરા દુશ્મનો આજ સુધીમાં કોઇ મળ્યા નહોતા. લૉર્ડ હાર્ડીંગ પોતે લડવા ગયો. તેણે તથા તેના સેનાપતિ સર હ્યુ ગાફે ૧૮૪૫ માં મુડકી અને ફીરોજશહર પાસે શીખ લોકોને હરાવ્યા, વળી ૧૮૪૬ માં સર હેનરી સ્મીથે અલીવાલ પાસે અને ગાફે સોબ્રાઓન પાસે તેમને હરાવ્યા. ત્રણ દીવસ પછી ઈંગ્રેજી લશ્કર સતલજ ઓળંગીને લાહોર સુધી પહોંચ્યું. ત્યારે ખાલસા તરફથી જમુનો રાજા ગુલાબસિંહ વગેરે હાર્ડીંગ પાસે આવીને સલાહ કરી. દુલીપસિંહ જાતે આવીને નમ્યો.

**લાહોરનું તહનામું.** (૧૮૪૬). દુલીપસિંહને રાજા કબુલ રાખવો. ખાલસા નામે સભા રેસીડેન્ટની સલાહ પ્રમાણે કારભાર ચલાવે. લડાઇનો ખર્ચ લાહોર દરબારે આપવો. જાલંધર દુઆબ

ઈંગ્રેજને આપવો. શીખ લસ્કર ઓછું કરીને માત્ર ૨૦૦૦૦ નું રાખવું. અને ઈંગ્રેજી લસ્કર લાહોરમાં રાખવું.

લડાઇનો ખર્ચ આપવા જેટલા પૈસા રાજ્યમાં ન હોવાથી ઈંગ્રેજે તે બદલ કાસ્મીર તથા હજારા પ્રાંત રાખ્યા. પછી કાસ્મીર જમુના રાજા ગુલાબસિંહને એક કરોડ રૂપીઆ લઇ વેચાતો આપ્યો.

**સુધારા.** લૉર્ડ વીલીયમ બેન્ટીંક સતી થવાની, દીકરીઓને દુધ પીતી કરવાની, અને નરમેધ કરવાની બંધી કરી હતી, તથા ફાંસીયા લોકોનો બંદોબસ્ત કર્યો હતો, તોપણ તે રીવાજો દેશી રાજ્યોમાં હજુ ચાલતા હતા. તે હાર્ડીંગે જડ મૂળથી કાડી નાંખ્યા. તેણે રાહદારી હાંસુ બંધ કરી વેપારને ઉત્તેજન આપ્યું. તેના વખતમાં રેલ્વેનો વધારો થયો. તે ૧૮૪૭ માં સ્વદેશ ગયો.

## લૉર્ડ ડેલહૌસી. (૧૮૪૮–૧૮૫૬)

**બીજો શીખ વિગ્રહ.** (૧૮૪૮–૧૮૪૯) લૉર્ડ ડેલહૌસી હિંદમાં આવ્યાને છ માસ થયા, એટલામાં શીખ સાથે બીજો વિગ્રહ જાગ્યો. મુલતાનના સુબા લાલા મૂળરાજે બે ઇંગ્રેજ અમલદારોને દગાથી મારી નાંખ્યા. અને ઇંગ્રેજ સામે બળવો ઉઠાવ્યો. તે બળવો આખા પંજાબમાં ફેલાયો. લાહોરના તહનામાથી કમી કરેલા શીખ સીપાઇઓ તેમાં સામેલ થયા. લાહોરમાંના બધા ઇંગ્રેજોને મારી નાંખવાનું એક કાવતરૂં કર્યું, પણ તે પકડાઇ ગયું. આ વખતે લૉર્ડ ડેલહૌસીએ શીખ લોકોનો પરાજય કરીને પંજાબ ખાલસા કરવાનો નિશ્ચય કર્યો, જનરલ ગાફ લસ્કર લઇને ગયો, અને ૧૮૪૯ માં શીખ સરદાર શેરસિંહ સાથે રામનગર પાસે લડાઇ કરી. પણ તેમાં ઈંગ્રેજને ઘણું નુકસાન થયું. જનરલ વીશે મુલતાન લઈ લીધું. ત્યાર પછી ચીલીયનવાલા પાસે એક જબરૂં યુદ્ધ થયું. તેમાં ઇંગ્રેજોએ દુસ્મનની બાર તોપો કબજે કરી. પણ તેઓની ચાર તોપો તથા ત્રણ પલટણના વાવટા શીખ લોકે લઇ લીધા, અને ૨૪૦૦ અમલદારો તથા માણુસો માર્યા ગયા. આ ખબર ઇગ્લાંડ પહોંચતાં ઘણો

ગભરાટ ઉત્પન્ન થયો, અને લૉર્ડ ગાફને પાછો બોલાવી લેવાનો હુકમ થયો. તથા સર ચાર્લ્સ નેપીયરને આ તરફ મોકલ્યો. પણ તે હુકમ હિંદમાં પહોંચતાં પહેલાં ગાફે ચીલીયનવાલામાં ખોએલી ઇજ્જત ગુજરાતની લડાઇમાં પાછી મેળવી. અહીં તેણે શીખ લોકોને જબરો માર માર્યો, તેથી શીખ સરદારો શરણે થયા. લૉર્ડ ડેલહાઉસીએ પંજાબ ખાલસા કરવાનું જાહેરનામું કાઢ્યું. અને દુલીપસિંહને ૫૮૦૦૦૦ નું પેન્શન બાંધી આપ્યું, તે પછી ઇંગ્લાંડમાં જઇ રહ્યો. ત્યાં તે ૧૮૯૩ માં મરણ પામ્યો.

બળવાખોર સરદારોની જાગીરો જપ્ત કરવામાં આવી. પંજાબના લોકોનાં હથીયાર લઇ લેવામાં આવ્યાં. ખેતીના વેરા ઓછા કર્યા. અને રાહદારી દાણ કાઢી નાંખી વેપારમાં વૃદ્ધિ કરી. સડકો તથા નહેરો સુધારી, અને નિશાળો ઉઘાડી. શીખ સિપાઇઓ ઇંગ્રેજી લસ્કરમાં નોકર રહ્યા, અને ઘણાએ ખેતી કરવા માંડી એ પ્રમાણે પંજાબમાં શાંતિવાળું ઇગ્રેજી રાજ્ય થયું. ઇ. સ. ૧૮૪૯.

**બ્રહ્મી બીજો વિગ્રહ.** (૧૮૫૨). રંગુનના સુબાએ ઇંગ્રેજ વેપારીઓને કેટલુંક નુકસાન કર્યું, તેથી ગવર્નર જનરલે આવાના રાજાપાસે ખુલાસો માંગ્યો, પણ તેણે ઇંગ્રેજી એલચીનું અપમાન કર્યું, અને કાંઇ જવાબ આપ્યો નહિ. તેથી વિગ્રહ થયો. ઇંગ્રેજ સરદાર ગોડવીન તથા લૅમ્બર્ટે બ્રહ્મીઓને ૧૮૫૨ માં રંગુન તથા પેગુ આગળ હરાવ્યા. છેવટે સલાહ થઇ તેથી ઇંગ્રેજને પેગુ પ્રાંત મળ્યો.

**ખાલસા કરેલાં રાજ્યો.** ડેલહૌસીએ દેશી રાજાઓનો દત્તપુત્ર લેવાનો હક બંધ કર્યો, તથા જે રાજા જુલમી અને અન્યાયી હતા તેમનાં રાજ્યો ખાલસા કરવા માંડયાં.

સતારાનો રાજા આપાસાહેબ અપુત્ર મરણ પામતાં ૧૮૪૮ માં તે રાજ્ય ખાલસા કર્યું.

કર્ણાટકનો નવાબ, તંજાવરનો રાજા અને બાજીરાવ પેશ્વા ૧૮૫૩ માં મરણ પામ્યા, તેથી તેમને મળતાં પેન્શન તેમના વારસોને આપવાનું બંધ કર્યું.

નાગપુરનો રાજા બીજો રઘુજી ભોસલે ૧૮૫૩ માં અપુત્ર મુઓ, તેથી તેનું રાજ્ય ખાલસા કર્યું.

નિઝામના રાજ્યમાં ઈંગ્રજી લશ્કર રહેતું, તેના ખર્ચ પેટે તેની પાસેથી વરાડ પ્રાંત લીધો.

અયોધ્યાનો નવાબ વાજીદઅલી ઘણો જુલમી હતો, અને રાજ્યમાં ઘણું અંધેર ચાલતું હતું. તેને સારી રીતે ચાલવાને વારંવાર સલાહ આપ્યા છતાં તે માનતો નહોતો, તેથી ૧૮૫૬ માં તે રાજ્ય ખાલસા કર્યું, અને નવાબને ૧૨ લાખ રૂપીઆનું પેન્શન બાંધી આપી કલકત્તામાં રાખ્યો.

**સુધારા.** સડકો, નહેરો, પુલો વગેરે બાંધવાને જાહેર બાંધકામ ખાતું સ્થપાયું. રેલ્વે તથા તાર શરૂ થયા. શીતળાખાતું, ટપાલખાતું અને કેળવણીખાતું ઉઘાડવામાં આવ્યું, તથા યુનીવર્સીટીઓ સ્થાપવામાં આવી. દેશીઓને માટે સીવીલ સર્વીસની પરીક્ષા ખુલ્લી મૂકવામાં આવી તેમાં પાસ થયેથી દેશીઓને ઇંગ્રેજ અમલદારોની બરાબર મોટી નોકરીઓ મળવા લાગી.

**કંપનીના પટ્ટામાં ફેરફાર.** ૧૮૫૩ માં કંપનીને નવો પટ્ટો કરી આપવામાં આવ્યો. તેથી ૨૦ ડીરેકટરોને બદલે ૧૮ રાખવા, અને તેમાંથી ૭ ઈંગ્લાંડનો રાજા નીમે એવો ઠરાવ થયો.

આજસુધી ગવર્નર જનરલ આખા હિંદુસ્તાનના ઉપરી તરીકે, અને તેની સાથે બંગાળાના ગવર્નર તરીકે, કામ કરતા હતા. હવે એક માણસથી એટલું બધું કામ થઇ શકે નહિ, માટે બંગાળામાં જુદો લેફટેનન્ટ ગવર્નર નીમ્યો. ગવર્નર જનરલે વરસના ઘણા ભાગમાં સીમલામાં મથક રાખવા માંડ્યું.

ડેલહૌસી ૧૮૫૬ માં સ્વદેશ ગયો. ઘણા કામના બોજાથી તેની તનદુરસ્તી બગડી હતી, તેથી તે ચાર વરસ પછી ૪૮ વરસની ઉમરે મરણ પામ્યો.



# પ્રકરણ ૭ મું.

---

## હિંદુસ્તાનના વાઇસરૉય.

**લૉર્ડ કૅનીંગ.** (૧૮૫૬–૧૮૬૧).

લૉર્ડ કૅનીંગ છેલ્લો ગવર્નર જનરલ હતો, કેમકે તેના વખતમાં સિપાઇઓનો મહાન બળવો થયા પછી કંપની પાસેથી રાજ્યસત્તા લઇ લેવામાં આવી.

**ઇરાન વિગ્રહ.** (૧૮૫૭). ઇરાનના શાહે પ્રથમ કરેલી શરત નહિ પાળતાં હેરાત ઉપર સ્વારી કરીને તે જીતી લીધું. તેથી જનરલ ઑટ્રામને લશ્કર લઇ હિંદમાંથી મોકલ્યો. તેણે શાહને નરમ પાડ્યો, તેથી તેણે અફ્ઘાનીસ્તાન તથા ઇરાન ઉપરથી હાથ ઉઠાવ્યો.૧૮૫૭.

**ચીનનો બીજો વિગ્રહ** (૧૮૫૭). કંતાનના સુબાએ ઇંગ્રેજ વેપારીઓને હેરાન કરવા માંડ્યા, તેથી ઇંગ્લાંડથી લૉર્ડ એલ્જીનને લશ્કર આપી મોકલ્યો. તેણે કંતાન જીતી ત્યાંના સુબાને કેદ કર્યો. તેથી ચીનના રાજાએ ઇંગ્રેજને હોંગકોંગ બેટ આપી સલાહ કરી.

**મહાન બળવો.** (૧૮૫૭). **કારણો.** ૧ સિપાઇઓને જ્યાં મોકલે ત્યાં નોકરીપર જવાનો હુકમ થયો. ૨ રાજાઓનો દત્તપુત્ર લેવાનો હક્ક બંધ કર્યો, તેથી ઘણાં રાજ્ય ખાલસા થયાં, અને તેથી દેશી રાજાઓ નારાજ થયા. ૩ બંદૂકમાં વાપરવાની કારતૂસો મોઢેથી ખોલવી પડતી, તે ઉપર ગાય તથા ડુક્કરની ચરબી લગાડેલી છે, તેથી હિંદુ તથા મુસલમાન સૌને ખ્રીસ્તી કરવા સરકાર ધારે છે, એવી અફવા ઉડી. ૪ લશ્કરમાં બુદ્ધિવાન અમલદારોની ખોટ હતી. ૫ રેલ્વે તથા તાર દાખલ થયાથી અજ્ઞાની લોકો એવું માનવા લાગ્યા કે સરકાર આખા દેશને જાદુઈ તારથી બાંધી વશ કરશે, અને એક પણ દેશી રાજ્ય રહેવા દેશે નહિ.

**बळवानी शरुआत.** પ્રથમ બરાકપુર તથા બરાનપુરના સિપાઇઓએ કારતૂસો વાપરવાની ના પાડી. તેથી તેમનાં હથીયાર લઈ લીધાં, અને તેમને રજા આપી. તેઓએ બધે ઠેકાણે કારતૂસની વાત ફેલાવી.

**मीरतनुं बंड.** પહેલ વહેલું બંડ મીરતમાં ૧૮૫૭ ના મે મહીનાની ૧૦ મી તારીખે થયું. બળવાખોરોએ તુરંગ તોડીને કેદીઓને છૂટા કર્યા. ઇંગ્રેજ અમલદારોનાં ઘર સળગાવી દીધાં, અને ઇંગ્રેજ પુરુષ, સ્ત્રી કે બાળક જે હાથ આવ્યા તેને કતલ કર્યા. ત્યાંથી તેઓ દિલ્હી ગયા. ત્યાં પાદશાહ બહાદુરશાહ તેમને મળ્યો.

**कानपुरनुं बंड.** કાનપુરની દેશી પલટણે બળવો કર્યો. તેની નજીક બીથુરમાં બાજીરાવનો દત્તપુત્ર નાનાસાહેબ રહેતો હતો. તે તેમની સાથે ભળી જઇને તેમનો આગેવાન થયો. ૧૮ દીવસ સુધી ઇંગ્રેજોએ તેમની સામે બચાવ કર્યો, પણ ૧૯ મે દીવસે તેઓ નાનાસાહેબને શરણે થયા. તેણે શરણે આવેલા ૪૫૦ માણસોને હોડીમાં બેસાડી, ગંગા નદીમાં થઇ સહીસલામત અલહાબાદ પહોંચાડવાનું વચન આપ્યું. પણ તેણે વિશ્વાસઘાત કરી તેમને ઘણી ક્રૂર રીતે મારી નાંખ્યા. કર્નલ નીલ તથા જનરલ હૅવલૉક લશ્કર લઈ કાનપુર આવ્યા, અને બંડ બેસાડી દીધું. પછી નીલને ત્યાં રાખી હૅવલૉક લખનૌ ગયો.

**लखनौनुं बंड.** અહીં બેગમોની ઉશ્કેરણીથી લોકોએ બળવો કર્યો. તેઓએ કમીશ્નર હેન્રી લારેન્સને ઘેરી લીધો. લારેન્સે અગાઉથી ચેતીને સારો બચાવ કરી રાખ્યો હતો. હૅવલૉક તથા આઉટ્રામે આવી તેને મુક્ત કર્યો. પણ તેઓના લશ્કરને બળવાખોરોએ ઘેરી લીધું. આખરે હિંદના નવા સેનાધિપતિ સર કૉલીન કેમ્પબેલે આવી સૌને બચાવ્યા. આ બંડમાં હેન્રી લારેન્સ મરાયો.

**दिल्हीमां बळवो.** મીરતથી બળવાખોરો દિલ્હી આવ્યા હતા, તેની સંખ્યા ૩૦૦૦૦ હતી. તેમને તાબે કરવાને નીકલસન તથા હડસન સરદાર ગયા હતા. તેમાં નીકલસન મરાયો, પણ હડસને

દિલ્હી લીધું. તેણે બહાદુરશાહને કેદ કરી રંગુન મોકલી દીધો, અને તેના બે દીકરાને તોપને ગોળે ઉડાવી દીધા.

**मध्यहिंदमां बळवो.** અહીં ઝાંસીની રાણી લક્ષ્મીબાઇ તથા નાના સાહેબનો પ્રધાન તાંતીયાટોપી આગેવાન હતા. સર હ્યુ રોઝ લશ્કર લઇને આવ્યો. ઝાંસીની રાણી ગ્વાલીયર આગળ લડતાં મરણ પામી, અને તાંતીયાટોપી કાલ્પી આગળ હાર્યો; ત્યાંથી તે નાશી ગયો. પણ આખરે તે પકડાયો અને તેને ફાંસીએ દીધો. નાનાસાહેબ નેપાળમાં નાશી ગયો. આ પ્રમાણે બળવાખોરોનો નાશ થયો, અને ૧૮૫૮ માં બધે શાંતિ થઇ ગઇ.

**राज्य कारभारमां फेरफार.** બળવો શાંત થયા પછી પાર્લામેન્ટને લાગ્યું કે રાજ્યકારભારમાં ફેરફાર કરવાની જરૂર છે. તેથી કંપની પાસેથી રાજ્યસત્તા લઇને ઈંગ્લાંડનાં મહારાણી વિક્ટોરીઆને હસ્તક સોંપી. ગવર્નર જનરલને વાઇસરાયનો ખેતાબ આપ્યો. લૉર્ડ કૅનીંગ પહેલા વાઇસરૉય થયો. બૉર્ડ ઑફ કન્ટ્રોલ કાઢી નાખી તેને બદલે ઇંગ્લાંડમા હિંદખાતાનો એક સેક્રેટરી, અને ૧૫ મદદગાર નીમ્યા. તે ૧૫ માં આઠ જણ હિંદમાં નોકરી કરી આવેલા અનુભવી માણસો રાખવા, એવો ઠરાવ થયો. બળવામાં ૪૦ કરોડ રૂપીઆનું ખર્ચ થયું હતું, તેથી પ્રજા ઉપર ઉપજવેરો નાંખ્યો. અને કાગળની નોટો ચલાવી.

**ढंढेरो.** ૧૮૫૮ માં મહારાણી વિકટોરીઆએ જાહેરનામું કાઢયું કે હિંદનું રાજ્ય કંપની પાસેથી પોતાને હસ્તક લીધું છે. અને આજથી વચન આપવામાં આવે છે કે હિંદની સર્વ પ્રજાને સમાન ગણવામાં આવશે. ધર્મની બાબતમાં સરકાર વચ્ચે પડશે નહિ. સરકારી નોકરીમાં દેશી લોકો કે ઇંગ્રેજો વચ્ચે તફાવત ગણવામાં આવશે નહિ. વારસા સંબંધી હિંદના પ્રાચીન હક્ક, રીવાજ, ધારા અને અધિકાર ઉપર પૂરતું ધ્યાન આપવામાં આવશે. આ ઢંઢેરાને હિંદના

લોકો પોતાનું હકપત્રક ગણે છે. વળી જે રાજાઓ બળવામાં સામેલ નહોતા તેમને દત્તક લેવાની છૂટ આપી.

**સુધારા.** કૅનીંગના વખતમાં મૅકોલેનો પેનલકોડ ૧૮૬૦ માં અમલમાં આવ્યો, અને બીજે વરસે ક્રીમીનલ તથા સાવીલ પ્રોસીજર કોડ પણ અમલમાં આવ્યા. તે ૧૮૬૧ માં સ્વદેશ ગયો, ત્યાં તે થોડા મહીના પછી મરણ પામ્યો.

**લૉર્ડ એલ્જીન.** (૧૮૬૨–૧૮૬૩). તેના વખતમાં વાયવ્ય તરફના વાહાબી લોકોએ બંડ કર્યું. તેઓને સેનાધિપતિ સર હ્યુ રોઝે વશ કર્યા, એલ્જીન ૧૮૬૩ માં હિમાલયના ધર્મશાળા મુકામે મરણ પામ્યો. તેના વખતમાં કાયદા બાંધનારી સભામાં દેશીઓને મેમ્બર તરીકે બેસવાનો પહેલવહેલો હક મળ્યો.

**સરજૉન લારેન્સ.** (૧૮૬૪–૧૮૬૯). પંજાબ ખાલસા થયા પછી લારેન્સ ત્યાં રેસીડેન્ટ હતો તેણે મહાન બળવા વખતે શીખ લોકોને દાબમાં રાખ્યા હતા, તથા બળવો સમાવવામાં ઘણી મદદ કરી હતી.

**भुतान विग्रह.** આસામના તળેટીમાં આવેલા દુવાર પરગણા માટે ભુતાનના રાજાને ઈંગ્રેજ સરકાર અમુક રકમ દર વરસે આપતા, છતાં ભુતાનના લોકો વારંવાર આવીને ત્યાંના લોકો ઉપર જુલમ કરતા હતા. તેથી સરકારે તે રકમ આપવી બંધ કરી, અને દુવાર પરગણું ખાલસા કર્યું. ૧૮૬૪.

**ओढीआमां दुकाळ.** ૧૮૬૬ માં ઓઢીઆમાં સખત દુકાળ પડયો, અને લાખો માણસો ભૂખથી મરી ગયાં. સરકારે રેલ્વે, નહેરો, તળાવ વગેરે બાંધકામ કાઢી દુઃખી લોકોનું રક્ષણ કર્યું.

લૉર્ડ એલ્જીનના વખતમાં અમેરીકામાં લડાઇ ચાલતી હતી તેથી ત્યાંનું રૂ ઇંગ્લાંડ જઇ શક્યું નહિ. તેથી હિંદુસ્તાનમાં રૂના ભાવ ઘણા વધી ગયા. અને ઘણા સટ્ટા ચાલ્યા. પણ લારેન્સના

વખતમાં તે લડાઇ બંધ થતાં રૂના ભાવ બેશી ગયા. તેથી સટ્ટોરીયા લોકોની ઘણી ખરાબી થઇ.

લારેન્સ ૧૮૬૯ માં સ્વદેશ ગયો. તેની પછી લૉર્ડ મેયો વાઇ-સરૉય થઇને આવ્યો.

**લૉર્ડ મેયો.** (૧૮૬૯–૧૮૭૨). લૉર્ડ મેયોએ અંબાલામાં દરબાર ભર્યો, અને અફઘાનીસ્તાનના અમીર તરીકે શેરઅલીને કબુલ રાખ્યો. ૧૮૬૯.

તેજ વરસમાં મહારાણીના પુત્ર ડ્યુક ઑફ એડીનબરો હિંદની મુલાકાતે આવ્યા તેને દેશી રાજાઓ તથા પ્રજાએ ઘણું માન આપ્યું.

મેયોના વખતમાં ખેતીવાડીનું ખાતું ઉઘડયું, તથા રેલ્વે, નહેરો, વગેરેમાં ઘણો વધારો થયો.

તે આંદમાન બેટમાં કેદીઓની હાલત તપાસવા ગયો હતો, ત્યાં તેને શેરઅલી નામે કોઇ અફઘાન કેદીએ મારી નાંખ્યો. ૧૮૭૨.

**લૉર્ડ નૉર્થબ્રુક.** (૧૮૭૨–૧૮૭૬). ઇ. સ. ૧૮૭૪ માં બહાર પ્રાંતમાં દુકાળ પડયો, તેથી નૉર્થબ્રુકે સરકારી બાંધકામો કાઢીને ગરીબ લોકોને ઉત્સાહથી મદદ કરીને દુકાળનું દુઃખ દૂર કર્યું.

મહારાણી વિકટોરીઆના જ્યેષ્ટ પુત્ર પ્રિન્સ ઑફ વેલ્સ ( સાતમા એડવર્ડ ) ૧૮૭૫ માં હિંદમાં પધાર્યા. લોકોએ તેમનો ઘણો આદરસત્કાર કર્યો.

**મલ્હારરાવ ગાયકવાડનો કેસ.** ૧૮૭૫ માં વડોદરાના ગાયકવાડ મલ્હારરાવને ઇંગ્રેજી રેસીડેન્ટને ઝેર દેવા માટે, તથા રાજ્યમાં અંધેર ચલાવવા માટે તેના ઉપર કેસ ચલાવી પદભ્રષ્ટ કરી, તેના વંશના એક બાળક સયાજીરાવને વડોદરાની ગાદી આપી.

નૉર્થબ્રુક ૧૮૭૬ માં સ્વદેશ ગયો.

**લૉર્ડ લીટન** (૧૮૭૬—૧૮૮૦).

**દિલ્હી દરબાર.** ઇ. સ. ૧૮૭૭ ના જાન્યુઆરીની પહેલી તારીખે હિંદુસ્તાનના મોટા રાજાઓ, સરકારી અમલદારો અને બીજા

આબરૂદાર ગૃહસ્થોને બોલાવી લૉર્ડ લીટને દિલ્હીમાં એક દરબાર ભર્યો, અને મહારાણી વિકટોરીઆએ "કૈસરે હિંદ" પદ ધારણ કર્યું તે વાંચી સંભળાવ્યું.

**દક્ષિણમાં દુકાળ.** એજ સાલમાં વરસાદની તાણને લીધે દક્ષિણમાં મોટો દુકાળ પડયો. લોકોને મદદ કરવાને સરકારે ઘણી કાળજી રાખી, તથા નવ કરોડ રૂપીઆનું ખર્ચ કર્યું. તોપણ પરૂ લાખ માણસો ભૂખ અને રોગથી મરી ગયાં.

દુકાળમાં થયેલું ખર્ચ પૂરૂં કરવાને ધંધા રોજગાર પર લાઇસેન્સ ટૅક્સ નાંખ્યો, અને મીઠાની જકાત વધારી.

**અફઘાન બીજો વિગ્રહ** (૧૮૭૮—૧૮૮૧). લૉર્ડ મેયોએ અમીર શેરઅલ્લીની સાથે દોસ્તી કરી હતી, છતાં તે રૂશીઆના ઝાર સાથે મળી કાવતરાં કરતો હતો. તેની સાથે ફરીથી કરાર કરવા લીટને એલચી મોકલ્યો. પણ અમીરે તેને પોતાના રાજ્યમાં પેસવા દીધો નહિ. તેથી તેની સાથે વિગ્રહ થયો. સર રોબર્ટસની સરદારી નીચે ઈંગ્રેજી લશ્કર ખૈબર, કુરમ અને બોલન ઘાટને રસ્તે થઇને અફઘાનીસ્તાનમાં પેઠું. તેણે જલાલાબાદ અને કંદહાર જીતી લીધાં, એટલે શેરઅલ્લી પોતાના દીકરા યાકુબખાંને ગાદી સોંપી બોખારા તરફ નાઠો. ત્યાં તે મરણ પામ્યો. પછી યાકુબખાંએ ગંદામક મુકામે સલાહ કરી. તેમાં તેણે કાબુલમાં ઈંગ્રેજી રેસીડેન્ટ રાખવાનું, તથા પૂર્વ તરફનો થોડો મુલક આપવાનું કબુલ કર્યું. ત્યાર પછી તરતજ અફઘાનોએ બળવો કરીને રેસીડેન્ટ કાવેનરીને મારી નાંખ્યો, તેથી ઈંગ્રેજી લશ્કરે ફરીથી ચઢાઇ કરીને કાબુલ જીતી લીધું, અને યાકુબખાંને પકડી કેદ કરી હિંદમાં મોકલી દીધો, પણ અફઘાનો શાંત થયા નહિ: તેવામાં ૧૮૮૦ માં લૉર્ડ લીટનની બદલી થતાં તેની જગાએ લૉર્ડ રીપન નીમાયો.

## લૉર્ડ રીપન (૧૮૮૦—૧૮૮૪)

**અફઘાન વિગ્રહ ચાલુ.** તેજ સાલમાં યાકુબખાંના ભાઇ

અયુબખાંએ બળવો કર્યો, અને ઈંગ્રેજી લશ્કરને મૈવંદ આગળ હરાવ્યું. પણ સર રોબર્ટસે કાબુલથી આવીને અયુબખાને હરાવી નસાડી મુક્યો, અને દોસ્ત મહમદના વંશના અબ્દુલ રહેમાનને ગાદી આપીને ઈંગ્રેજી લશ્કર હિંદમાં પાછું આવ્યું. ૧૮૮૧.

**देश हितकारी कार्यां.** લૉર્ડ રીપને દેશીઓની સ્થિતિ સુધારી તેમને વફાદાર બનાવી ઇંગ્રેજી રાજ્યને મજબુત કરવાના વિચારથી ઘણા લાભકારક સુધારા કર્યા.

૧. મીઠા ઉપર વધારેલી જકાત ઘટાડી. ૨ છાપખાનાના ઉપર સખ્તાઇ હતી તે ઓછી કરી વર્તમાન પત્રોને છૂટ આપી. ૩ કેળવણી ખાતામાં ડાકટર હન્ટરના હાથ નીચે એક કમીશન નીમી સુધારો કર્યો, તથા ખાનગી શાળાઓને ગ્રાન્ટ (નાણાની મદદ) આપી કેળવણીને ઉત્તેજન આપ્યું. ૪ તેણે મ્યુનીસીપાલીટીના કાયદા બાંધીને "સ્થાનિક સ્વરાજ્ય" એટલે પસંદ કરેલા દેશીઓને પોતાને હાથે પોતાના શહેરનો વહીવટ કરવાની છૂટ આપી. ૫. નેશનલ કૉંગ્રેસ ભરવાની હીલચાલ તેના વખતમાં શરૂ થઇ.

મહીસુરનું રાજ્ય જે બેન્ટીંકના વખતથી ઇંગ્રેજી વહીવટ તળે હતું, તે ત્યાંનો રાજા પુખ્ત ઉમરનો થતાં તેને પાછું સોંપ્યું.

એ પ્રમાણે સુધારા કરી પ્રજા તરફથી ઘણું માન પામીને તે ૧૮૮૪માં સ્વદેશ ગયો.

## लार्ड डफरीन. (१८८४—१८८८).

**अमीर साथे दोस्ती.** લૉર્ડ ડફરીને રાવળ પીંડીમાં દરબાર ભરી અમીર અબ્દુલ રહેમાન સાથે મિત્રાચારી બાંધી, તેને પુષ્કળ ભેટ આપી, દર વરસે બાર લાખ રૂપીઆનું સાલીઆણું તેને આપવાનું ચાલતું કર્યું. ૧૮૮૪.

**ब्रह्मी त्रीजो विग्रह.** (૧૮૮૬) બ્રહ્મદેશના રાજા થીબોએ ઇંગ્રેજી વેપારીઓ ઉપર જુલમ કરવા માંડયો, તેથી તેની સાથે વિગ્રહ થયો. જનરલ પેન્ડર ગાસ્ટે માંડલે જીતી લીધું, અને થીબોને પદભ્રષ્ટ

કરી બ્રહ્મદેશ ખાલસા કર્યો. ૧૮૮૬. થીબોને પેન્શન બાંધી આપી રત્નાગીરીમાં રાખ્યો.

**જ્યુબીલી.** ૧૮૮૭ માં મહારાણી વિક્ટોરીઆને ઇંગ્લાંડની ગાદીએ બેઠાને પચાશ વરસ થયાં તેની ખુશાલીમાં ૧૮૮૭ ના ફેબ્રુઆરીમાં હિંદમાં ઘણી ધામધુમથી જ્યુબીલી મહોત્સવ કરવામાં આવ્યો.

લૉર્ડ ડફરીન ૧૮૮૮ માં સ્વદેશ ગયો.

**લૉર્ડ લેન્સડાઉન.** (૧૮૮૮–૧૮૯૩). તેના વખતમાં કાશ્મીરના રાજાને કેટલીક રાજ્ય ખટપટને લીધે પદભ્રષ્ટ કર્યો, અને તેનો કારભાર પંચથી ચલાવવા માંડયો. ૧૮૮૯.

૧૮૯૧ માં મણીપુરના રાજાએ તોફાન કરી ત્યાંના રેસીડેન્ટ વગેરેને મારી નાંખ્યા. તેથી તેના ઉપર ચઢાઇ કરી તે જીતી લીધું. ખૂન કરનારાઓને ફાંસી દીધી, અને રાજાને પદભ્રષ્ટ કરી તેના પિતરાઇમાંથી એક બાળકને ગાદીએ બેસાડીને તે રાજ્ય ઇંગ્રેજી વહીવટ તળે રાખ્યુ.

**રાહવટનું બીલ.** ૧૮૯૧ માં રાહવટનું બીલ મંજૂર થયું. તેમાં એવું ઠરાવ્યું હતું કે સ્ત્રીની ઉમર ૧૧ વરસની થયા પહેલાં તેની જોડે તેના ધણીએ સંસાર વહેવાર ચલાવવો નહિ.

**દાદાભાઇ નવરોજજી.** હિંદના પારસી ગૃહસ્થ દાદાભાઇ નવરોજજી જે ગાયકવાડના દીવાન હતા તે પાર્લામેન્ટની ચુંટણીમાં ૧૮૯૨ માં ઇંગ્લાંડના ફીન્સબરી પરગણા તરફથી પાર્લામેન્ટના મેમ્બર થયાનો આ પહેલોજ દાખલો હતો.

**ઇન્ડીઆ કાઉન્સીલ આક્ટ.** ૧૮૯૧ માં તે કાયદો પસાર થયો. તેથી સુપ્રીમ કૉર્ટ, તથા ઈલાકાની કૉર્ટો અને યુનીવર્સીટી વગેરેમાં પ્રજા તરફના મેમ્બરો નીમવાનો ઠરાવ થયો.

**લૉર્ડ એલજીન** (૧૮૯૩—૧૮૯૯). ૧૮૬૨ માં થઈ ગયેલા વાઇસરૉય લૉર્ડ એલ્જીનનો તે પુત્ર હતો. તેના વખતમાં ૧૮૯૬ માં હિંદુસ્તાનના મોટા ભાગમાં દુકાળ પડયો, અને તેજ સાલમાં મુંબઇમાં ગાંઠીઆ તાવનો રોગ શરૂ થયો. તે બીજા ઘણા ભાગમાં ફેલાયો.

**डायमंड ज्युबीली.** ૧૮૯૭ માં આપણાં કેસરે હિંદ મહારાણી શ્રી વિકટોરીઆને રાજ્ય કરતાં સાઠ વરસ પૂરાં થયાં. તેથી આખા દેશમાં ઇંગ્લાંડમાં ડાયમંડ જ્યુબીલીનો મહોત્સવ ધામધુમથી કરવામાં આવ્યો.

**लॉर्ड कर्झन.** (૧૮૯૯—૧૯૦૫) ઇ. સ. ૧૯૦૦ માં વરસાદની તાણુથી મુંબઈ ઇલાકામાં પંજાબ અને મધ્યપ્રાંતમાં જબરો દુકાળ પડયો. વાઇસરૉયે પોતે ઘણે ઠેકાણે જઈને ગરીબ લોકોની સ્થિતિની તપાસ કરી અને જાહેર કામો ખોલીને તેમને મદદ કરી.

**महाराणी विक्टोरीआनो स्वर्गवास.** ૧૯૦૧ ના જાન્યુઆરીની બાવીસમી તારીખે આપણાં દયાળુ મહારાણી શ્રી વિકટોરીઆએ ૬૩ વરસનું લાંબું રાજ્ય ભોગવી ૮૨ વરસની ઉમરે સ્વર્ગવાસ કર્યો. તેમની પછી તેમના જ્યેષ્ટ પુત્ર સાતમા એડવર્ડ ગાદીએ બેઠા.

કર્ઝનના વખતમાં બંગાળા ઇલાકાના બંગાળા અને પૂર્વ બંગાળા એવા બે ભાગ કરવામાં આવ્યા.

**सुधारा.** તેણે મીઠાનો કર ઓછો કર્યો. પહેલાં પાંચસેં રૂપીઆની ઉપજ ઉપર ઇન્કમટૅક્સ લેવાતો તે એક હજાર રૂપીઆની ઉપજ ઉપર લેવાનું ઠરાવ્યું. તેણે કેળવણી ખાતામાં તથા જાહેર બાંધકામ અને પોલીસ ખાતામાં પણ સારો સુધારો કર્યો.

ઇ. સ. ૧૯૦૫ માં હિંદ ખાતાના પ્રધાન સાથે હિંદની લશ્કરી વ્યવસ્થા બાબત કર્ઝનને મતભેદ પડવાથી તે રાજીનામું આપી સ્વદેશ ગયો.

**लॉर्ड मीन्टो.** (૧૯૦૫—૧૯૧૧). તેના અમલની શરૂઆતમાં શહેનશાહ એડવર્ડના પાટવી કુંવર પ્રિન્સ ઓફ વેલ્સ અને પત્ની આ દેશમાં આવ્યાં.

૧૯૦૭ માં પાર્લામેન્ટના હિંદી પ્રધાનની કાઉન્સીલમાં આ દેશના મેમ્બરો નીમાવા લાગ્યા.

૧૯૦૯ માં ઇલાકાની અને મુખ્ય સરકારની કાઉન્સીલમાં વધારે

હકારે નીમવાનો હિંદી પ્રજાને હક મળે એવો કાયદો પાર્લા-માં મંજૂર થયો.

૧૯૧૦ માં આપણા લોકપ્રિય શહેનશાહ સાતમા એડવર્ડ સ્વ-ર્ગી થયા. તેમની જગાએ તેમના પાટવી કુંવર પાંચમા જ્યૉર્જ એ બેઠા.

## લૉર્ડ હાર્ડિંજ (૧૯૧૧—૧૯૧૬).

૧૯૧૧ માં શહેનશાહ જ્યૉર્જ તથા તેમનાં રાણી મેરી હિંદુ-માં પધાર્યા, અને ડીસેમ્બરની ૧૨ મી તારીખે દિલ્હીમાં મોટી ધુમથી તેઓનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. હિંદમાં આપણા રાજકર્તાનો અભિષેક આ પહેલ વહેલોજ થયો. હવે દિલ્હીમાં ધાની ઠરાવવામાં આવી. આ પ્રસંગે હિંદના રાજા રજવાડા, ર, ઉમરાવો, અને નામાંકિત સદ્‌ગૃહસ્થોનો મોટો દરબાર ભર-આવ્યો હતો, અને શહેનશાહ જ્યૉર્જ હિંદુસ્તાનના ચક્રવર્તિ રાજા તરીકે તખ્તનશીન થયા. આ માંગલીક પ્રસંગે નામદાર નશાહે હિંદની પ્રજાને સારી બક્ષિશો આપી. તેમાં કેળવણીના માં વાર્ષિક ૫૦ લાખ રૂપીઆ વધારે આપવાનો હુકમ કર્યો. કર્ઝનના વખતમાં બંગાળાના બે વિભાગ પડયા હતા. તેથી ળાના લોકો ઘણા નારાજ થવા હતા. તેમને સંતોષ આપવાને ળા ઇલાકો એક ગવર્નર નીચે જુદો પાડયો, અને બહાર, આ અને છોટાનાગપુર જુદા પાડી તે ઉપર એક લેફટેનન્ટ ગવ-નીમ્યો, અને આસામ ઉપર એક ચીફ કમીશનર નીમ્યો. એ લોકોનાં મન પ્રસન્ન થાય એવાં ઘણાં કાર્યો કર્યાં.

**મહાભારત જગતનું યુદ્ધ.** ( ૧૯૧૪–૧૯૧૮ ) આ મહાન યુરોપમાં બ્રિટિશ અને જર્મન પ્રજા વચ્ચે ઇ. સ. ૧૯૧૪માં થયું. જોધપુર, બિકાનેર, પતિઆલા, રતલામ તથા કિશનગઢના ઓ આ મહાન યુદ્ધમાં ગયા હતા. હૈદરાબાદ, મ્હેસૂર, ગ્વાલિયર , વડોદરા તથા કાશ્મીર વગેરેના રાજાઓએ લશ્કરને માટે

માણસો, ઘોડા, ઉંટ, તોપો તથા પૈસા મોકલ્યા હતા. રજપૂતો, શીખ, તથા ગુરખા લોકોએ આ મહાન યુદ્ધમાં શત્રુની સાથે જબરી બાથ ભીડી હતી. છેવટે બ્રિટિશ અને જર્મન વચ્ચે કેટલાક સુલેહના કરાર થયા અને લડાઇ બંધ પડી.

**લૉર્ડ ચેમ્સફર્ડ.** ( ૧૯૧૬–૧૯૨૦ ) તે હિંદુસ્તાનમાં વાઇસરૉય તરીકે આવ્યે. હિંદી પ્રધાન મી. મોન્ટેગ્યુ હિંદમાં આવીને હિંદી આગેવાન પુરૂષોની તથા રાજાઓની મુલાકાત લીધી. પ્રધાન મંડળમાં હિંદુસ્તાન તરફથી જે હિંદવાનોને દાખલ કરવામાં આવ્યા છે. તેઓ પતિયાલાના મહારાજા અને સર. એસ. પી. સિંહ છે. તેના વખતમાં આખા હિંદુસ્તાનમાં ઇન્ફ્લ્યુએન્ઝા તાવ ફેલાવાથી હજારો માણસનાં મરણ થયાં હતાં. ૧૮૧૭.

